# હૃદયવીણા.

રચનાર,

નરસિંહરાવ ભોળાનાથ બી. એ.

"કહું એક હું ત્હને છાનું,—
કવિહૃદય નામ વીણાનું"

(કવિહૃદય—શ્લો. ૩૯)

"મનુજ હૃદયમાં અદૃશ્ય કરથી છેડીને
દૈવ જગાડે હર્ષશોકના ઊંડા સુરો રે લોલ;
તે સર્વેને મુજ વીણામાં રેડીને
ગીતધ્વનિ હું મચાવું અદ્‌ભુત પૂરેપૂરો રે લોલ"

(દિવ્યસુન્દરીઓનો ગરબો—શ્લો. ૩૩)

: પ્રકાશક :

સી. જમનાદાસની કંપની

મુંબઈ ૨.

પ્રકાશક :
જમનાદાસ લક્ષ્મીદાસ
સી. જમનાદાસની કંપની
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ર.

આવૃત્તિ ત્રીજી
કિંમત ~~રૂપિયો સવા~~






મુદ્રક :
હરગોવિંદ એ. પરમા
મુદ્રણસ્થાન: પ્રવિણસાગર પ્રેસ
ગુલાલવાડી, મુંબઈ નં. ૪

# ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના

આ આવૃત્તિ માટે બહુ કહેવાને માટે પ્રસંગ નથી. બીજી આવૃત્તિ ખપી ગયા પછી લાંબે ગાળે ત્રીજી પ્રગટ થાયછે, ત્હેમાં ખાસ કારણ તો એ હતું કે વાંચક વર્ગની તે માટે કેટલી આંકાહ્ક્ષા હશે ત્હેનું માપ કરી જોવાની ઇચ્છા. એ આકાહ્ક્ષાનો ઇશારો પ્રગટ કરનાર દ્વારા કાંઇક મળ્યાથી, આ પ્રવૃત્તિ હાથમાં લીધીછે. નવી આવૃત્તિમાં વસ્તુમાં ફેરફાર નથી કર્યો; પરંતુ બાંધણી વગેરે બાહ્ય સ્વરૂપમાં આકર્ષણ કરનારા અંશને સ્થાન આપ્યુંછે.

એ આકર્ષણમાં મુખ્ય અંશ પૂંઠા ઉપર તથા આરમ્ભભાગમા વીણાનું ચિત્ર – અર્થસંજ્ઞાસૂચક – મૂક્યુંછે. એ ચિત્રનો ઉદ્‌ભવ સમઝાવનારું લઘુ કાવ્ય "વીણાનું અનુરણન" મથાળાનું દાખલ કર્યુંછે. ચિત્ર આલેખનાર મ્હારો દૌહિત્ર, પ્રેમકુમાર, પુસ્તક જોવાને આ ભૂમિમાં રહ્યો નથી, એ કરુણતા હૃદયમાં જ પૂરી રાખુંછું.

આ આવૃત્તિનાં પ્રુફ સુધારવાનું માથાફોડિયું કામ રા. ભાઇ ભાનુશંકર બાળરશંકર વ્યાસે નિષ્કામ સ્નેહભાવે કર્યુંછે. તે માટે એઓનો હું ઋણી છું. મેસર્સ સી. જમનાદાસ એન્ડ કંપનીએ આ પ્રસિધ્ધિ બહુ કાળજીપૂર્વક કરીછે તે માટે એઓનો ઉપકાર માનુંછું.

ખાર મુંબાઇ ૨૧.
તા. ૨૫–૮–૩૪

નરસિંહરાવ ભોળાનાથ.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ આવૃત્તિને અંગે વિશેષ બોલવાનો પ્રસંગ નથી. સુજ્ઞ રસિકો તરફથી આ કાવ્યસંગ્રહને મળેલા સત્કાર માટે સંતોષવૃત્તિ બતાવવવાનું કર્તવ્ય આ પ્રસંગે આનન્દથી બજાવુંછું.

આ પ્રસ્તાવનાના પ્રસંગનો લાભ લઇ, કાવ્યોના સ્વરૂપવિભાગ કરતાં 'આત્મલક્ષી' (Subjective) અને 'પરલક્ષી' (Objective) એ નામોનો ઉપયોગ હું કરતો આવ્યોછું, તે શબ્દોની અન્વર્થકતા બતાવવી ઉચિત ધારુંછું. તે માટે "અસત્ય ભાવારોપણ" એ વિષય ઉપર મ્હેં સંવત્ ૧૯૬૧-૬૨ ના 'વસન્ત'ના અંકોમાં કરેલી ચર્ચાને અંગે (શ્રાવણ સં. ૧૯૬૧ના અંકમાં) આપેલી ટીપ અક્ષરશઃ અહિં ઉતારવાથી કાર્ય સરશેઃ—

Subjective, Objective, 'સ્વાનુભવરસિક' અને 'સર્વાનુભવ રસિક,' એમ નામ મરહૂમ નવલરામભાઇયે યોજેલાં રા. રમણભાઇયે સ્વીકાર્યાંછે. પરંતુ એ શબ્દો દીર્ઘસૂત્રી હોઇને પણ મૂળ શબ્દોનું પૂરું રહસ્ય બતાવી સકતા નથી, તેથી 'આત્મલક્ષી' અને 'પરલક્ષી' એ શબ્દો મ્હેં યોજ્યાછે અને તે વધારે ઉચિત મ્હને લાગેછે. Subject નો તત્ત્વજ્ઞાનમાં અર્થ Ego (अहम्), આત્મા, છે; અને Subjective નું દશ્યબિન્દુ Ego, અને Objective નું દશ્યબિન્દુ Ego ની બ્હારની Objective world, બાહ્ય સૃષ્ટિ છે; તેથી આત્મ અને પર એ બે તરફ લક્ષણ કરવાથી આત્મલક્ષી અને પરલક્ષી એ નામ સુઘટિત લાગેછે. જેમ સુશ્લિષ્ટ અને ટૂંકા તેમ બોલવામાં સરલ હેવા તે શબ્દો લાગેછે. નવલરામભાઇવાળા શબ્દો માત્ર રસપ્રમાણ વિષયોમાં જ વપરાય એમ રા. રમણભાઈ પણ સ્વીકારેછે. ('કવિતા અને સાહિત્ય' પૃ. ૫૩ની ફુટનોટ જુવો). અને કહેછેઃ—"તત્ત્વશાસ્ત્રમાં 'સ્વવિષયક' અને 'પરવિષયક' એ બે શબ્દના ખરા અર્થ છે." વળી "કવિતા અને સાહિત્ય" પૃ. ૩૮૭ પં. ૨૧મીમાં 'સ્વવૃત્તિજન્ય' અને 'પરસ્વરૂપ-

જન્ય' એમ Subjective અને Objective માટે નામ જુદાં જુદાં યોજવાં પડ્યાંછે. તો જુદે જુદે સ્થળે જુદા જુદા શબ્દો યોજીને અનિશ્ચિતતા ઉપજાવવાને બદલે સર્વત્ર યથાસંભવ લાગૂ પડી ઉપયોગમાં આવે હેવાં નામ 'આત્મલક્ષી' અને 'પરલક્ષી' છે તે વધારે સ્વીકાર્ય ગણાય. આ શબ્દોનો સર્વ વિષયમાં ઉપયોગ થવો અશક્ય છે એમ બતાવવાને રા. રમણભાઇ કહેછે ('કવિતા અને સાહિત્ય' પૃ. ૪૩૩–૩૪ ફુટનોટ):—"એ પદ પણ તત્ત્વચિન્તનના બધા વિષયમાં ચાલી સકે તેમ નથી. Emotion (અન્તઃક્ષોભ) અથવા Perception (ઉપલબ્ધિ)–ને આત્મલક્ષી વ્યાપાર કહી સકાશે નહિં, ત્હેમને 'આત્મનિષ્ઠ' વ્યાપાર કહેવા પડશે." શા માટે ? સમઝાતું નથી. જે અર્થ 'નિષ્ઠ'થી ઉદ્દિષ્ટ છે, તેજ 'લક્ષી'થી ઉદ્દિષ્ટ થઇ સકે એમ છે. જે વ્યાપારનું લક્ષ્ય 'આત્મ' છે, અર્થાત્ જે વ્યાપારની ઉત્પત્તિ અથવા પ્રવૃત્તિ આત્મમાં છે,–એ અર્થ, અને 'આત્મ'માં સ્થિતિ છે–એ અર્થ બંને સરખા જ છે.

"ઉપલબ્ધ થતા વિષય (Object) ને 'પરલક્ષી' વસ્તુ નહિં પણ 'બાહ્યનિષ્ઠ' વસ્તુ કહેવી પડશે." –આમ પણ એઓ ઉમેરેછે. પરંતુ Objective object એમ તો કહેવાનો પ્રસંગ જ નથી, તો 'પરલક્ષી વસ્તુ' એ પણ સંભવની બ્હાર છે; અને 'બાહ્યનિષ્ઠ' નહિં, પણ 'બાહ્ય' અથવા 'બહિઃસ્થ' વસ્તુ એટલું જ કહેવાય. 'બાહ્યનિષ્ઠ'વસ્તુનો અર્થ જ નથી થતો. Object માટે બીજો શબ્દ યોજવો પડે. માટે Objective માટે 'પરલક્ષી' યોજવામાં વાંધો વાજબી રીતે ઉત્પન્ન થતો નથી. તે છતાં માત્ર એક સ્થળે બીજો શબ્દ યોજવો પડે અને બાકી બધે ઉપયોગી થાય હેવો શબ્દ યોજવો તે ઠીક ? કે પ્રત્યેક પ્રસંગે જુદા જુદા શબ્દ યોજવા પડે તે ઠીક ? ઉત્તર ઉઘાડો જ છે. "બધા વિષયોમાં વાપરી શકાય હેવા અપૂર્ણ વાચકતાવાળા શબ્દોનો ઉપયોગ કરવા કરતાં દરેક વિષયમાં ત્હેનો ખાસ વાચ્ય અર્થ પરિપૂર્ણ રીતે

દર્શાવાય હેવા જુદા શબ્દોનો ઉપયોગ કરવો એ બહેતર છે." આમ રા. રમણભાઈ કહેછે. આ સામાન્ય તત્ત્વ સર્વાંશે સ્વીકાર્ય નથી. બધા વિષયમાં ઉપયોગ થઇ સકે હેમાં વધારે લાઘવ તથા સુઘટિતપણું છે. અને જુદે જુદે વખતે જુદા જુદા શબ્દો યોજવા પડે હેમાં તત્ત્વદર્શન યુકત વિચારશકિતની શિથિલતા આવેછે. અપૂર્ણ વાચકતાનો દોષ પણ વાજબી નથી. 'આત્મલક્ષી' અને 'પરલક્ષી' હેમની વાચકતા પોતપોતાની હદ સૂધી સંપૂર્ણ જ છે. અને જે જે વિષયમાં હેમનો પ્રયોગ થાય, ત્‍હાં ત્‍હાં વિષયના સંબન્ધની છાયા પ્રવિષ્ટ થતાં યોગ્ય વિસ્તાર એ વાચકતાનો થાયછે; ઉદા૦—કવિતાના વિષયને એ શબ્દ લગાડીશું તો અનુભવ અને રસનો સંબન્ધ જે મૂળ શબ્દમાં ઊન છે તે કવિતાના જ રસસ્વરૂપપણાને લીધે આપોઆપ પ્રવિષ્ટ થાયછે. એટલે સ્વાનુભવરસિક અને સર્વાનુભવરસિક હેવા દીર્ઘસૂત્રી પ્રયોગની જરૂર પણ નથી ઉત્પન્ન થતી. " 'આત્મ' અને 'પર'ને લક્ષ્ય કરવામાં જ આ બે જાતની કવિતાનો મૂલભેદ પૂરો થતો નથી, આત્મ અને પરના અનુભવને રસિકતામાં સમાવેશ કરવામાં ભેદ રહેલો છે." એ રા. રમણભાઇની શંકાનું નિરાકરણ ઉપરના ખુલાસાથી થઇ જાયછે અને ખરું જોતાં એ પ્રકારની કવિતાનો મૂલગત ભેદ તો આત્મ અને પરને લક્ષ્ય કરવામાં જ પૂરો થાયછે; પછી જે અનુભવરસિકતાનો અંશ આવેછે તે આત્મલક્ષણ અને પરલક્ષણથી નિરપેક્ષ જ કવિતાના અનુભવ અને રસસ્વરૂપને પરિણામે જ. રા. રમણભાઈ બીજો વાંધો કાઢે છે કે—"Objective કવિતા એક 'પર' નહિં પણ અનેક 'પર' ને—મનુષ્યજાતિને—ગ્રહણ કરેછે એ જોતાં 'પર' કરતાં 'સર્વ' વધારે યોગ્ય છે." પરંતુ 'પર'નો અર્થ એક જ 'પર' એમ માની લેવાનું નથી. 'પર'—માં આત્મભિન્ન સર્વ—બાહ્યજગતનો સજીવ નિર્જીવ સર્વ જગતનો—અને અર્થાત્ મનુષ્યજાતિનો પણ ત્‍હેને અંગે સમાવેશ થઇ જાયછે. પ્રસંગવશાત્ એક વાત નોંધુંછું કે—વર્ણ-

નાત્મક કવિતાના અર્થમાં પણ Objective Poetry કહેવાય છે, તે અર્થમાં 'સર્વાનુભવરસિક કવિતા' એમ નામ નહિં કહેવાય, વર્ણન પર કાવ્યમાં રસનું તત્ત્વ હેવું ઉત્કટરૂપે અને, અન્યત્ર હોયછે તે સ્વરૂપે નથી હોતું એટલે 'સર્વાનુભરસિક' નામ બહુ બંધ બેસશે નહિં. પછી તાણીતૂશીને ઠેકાણું પાડિયે તો પડાય, પણ હેમાં વિચારની સરલતા નહિં આવે. વળી તત્ત્વશાસ્ત્રમાં 'સ્વવિષયક' અને 'પરવિષયક'× એમ શબ્દો રા રમણભાઇ ઇષ્ટ ગણેછે—તો 'વિષય' અને 'લક્ષ્ય' એ બંન્ને એક જ અર્થનિર્દેશ કરેછે, તેથી 'આત્મલક્ષી' અને 'પર લક્ષી' એ શબ્દોની યોજના સહજ જ ફલિત થાયછે. 'સ્વ' કરતાં 'આત્મ' વધારે ઉચિત છે; Subject=ego, अहम, આત્મા–એમ હોવાથી. Subjective અને Objective એ નામ મૂળ તત્ત્વ-ચિન્તનના અંગનાં હોઇ, કવિતાને સંબન્ધે લગાડતાં પણ તત્ત્વદર્શનપર ચિન્તનનો સંબન્ધ રાખનારા વિવેચનને અંગે જ એ વપરાયછે, તેથી તત્ત્વચિન્તનમાં પણ વપરાય તેમ જ રસપ્રમાણ ચિન્તનમાં વપરાય હેવા એક પ્રકારના શબ્દો સુઘટિત બનેછે. આ સર્વ કારણોને લીધે 'આત્મલક્ષી' અને 'પરલક્ષી' એ નામનો સ્વીકાર મ્હેં કર્યોછે. ”

રત્નાગિરિ<br>ઇ. સ. ૧૯૧૦ } નરસિંહરાવ ભોળાનાથ

---

× સંવત્ ૧૯૬૨ ના શ્રાવણ અંકમાં વિશ્વરચના અને 'તત્ત્વ-જ્ઞાન' એ વિષયમાં રા વિજયશંકર કન્હૈયાલાલે Subjectiveને માટે 'માનસિક' અને Objective ને માટે 'વિષયાત્મક' એમ નામ યોજ્યાંછે તે તત્ત્વશાસ્ત્રમાં તો 'સ્વવિષયક' અને 'પર-વિષયક' કરતાં વધારે ઉચિત જણાયછે.

# પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના.

'કુસુમમાળા' નામથી મ્હારાં સંગીતકાવ્યોનો સંગ્રહ પ્રસિદ્ધ કર્યે લગભગ નવ વર્ષ થયાં. સહૃદયવર્ગ તરફથી એ પ્રકારની કવિતાના થયેલા સત્કારથી કાંઈક ઉત્તેજન પામીને, તેમજ ગુર્જર સાહિત્ય તરફની તથા જનમંડળ તરફની કર્તવ્યબુદ્ધિને વશ થઈને આ પુસ્તકમાં આવેલાં નવાં કાવ્યો વાચકવર્ગ આગળ મૂકવાં ઇષ્ટ ગણું છું. બાકી આ કાવ્યોની ઉત્પત્તિ તો ઉપરના બંને હેતુથી સ્વતન્ત્ર જ છે. પોતાના મનનો વિનોદ તે હેતુના વર્ગમાં ના ગણિયે તો, આ નવીન કાવ્યોની ઉત્પત્તિ, એક રીતે જોતાં, હેતુરહિત જ છે. માટે પ્રસિદ્ધ કરવાનું પ્રયોજન ઉપર બતાવ્યું તેટલું જ બસ છે.

આ કાવ્યો 'કુસુમમાળા' પ્રસિદ્ધ થયા પછી રચાયલાંછે પણ ત્હેમાં બે વિભાગ છે; એક,' 'કુસુમમાળા'ના સમયમાં અને તે સમીપના સમયમાં રચેલાં અને તે કવિતાના પ્રકારની છાયાવાળાં; બીજો વર્ગ—તે પછી કેટલાંક વર્ષને અન્તરે રચાયલાં અને કાંઇક ભિન્ન માર્ગમાં જતી કવિત્વવૃત્તિ તથા રીતિયોની છાયાવાળાં. ઘણો ભાગ બીજા વર્ગનો જ છે. 'કુસુમમાળા' માં અન્તે વર્ણનાત્મક કાવ્યો થોડાંક છે તે બાદ કરતાં બાકીનાં બધાં કાવ્યો આત્મલક્ષી (subjective) છે. આ 'હૃદયવીણા' માં પરલક્ષી (objective) કાવ્યો જુદા જુદા સ્વરૂપમાં વિશેષ દાખલ થયેલાંછે.

મંગળાચરણની આરમ્ભની બે પંક્તિયો ('સુન્દર શિવ મંગલગુણ' વગેરે) મ્હારા સ્વર્ગસ્થ પિતાની રચેલી હતી. તે ઉપાડી લઈને બાકીની રચના મ્હેં કરીછે.

ઉત્તરકાનડા જિલ્લો
તા. ૨૮મી એપ્રીલ ૧૮૯૬. } નરસિંહરાવ ભોળાનાથ.

# અર્પણ

## ચિ. પ્રિય મનુભાઇ

* લાવણી

બન્ધુ હો ! સ્મરણ ત્હને કંઈ થાય ?
એકદા સમી સાંજની માંહ્ય,
સિન્ધુ કંઈ મન્દ ગાન કરી ગાય,
શિલા પર પ્રેમ, થકી પછડાય;
શ્રવણ નવ ધરિયું મ્હેં એ ગાન,
હૃદય લય પામ્યું બીજે સ્થાન;
ઉદધિ પણ તજીને નિજ રવતાન
સ્તબ્ધ બની સુણતો ધરીને ધ્યાન;—
દિવ્ય મધુરતાથી ભરી લહરી લઈ લ્હેરાય
ગાનસરિત ઊપની તુજ કણ્ઠથી અમૃતસિન્ધુ ભણી ધાય,
હેવી એ સરિતા જ્યહાં ઉભરાઇ
સિન્ધુ પણ ઊભો સુણવા ચાહી.
બન્ધુ હો ! ૧.

‘દિવ્ય સુન્દરીનો ગરબો’ ગાઇ
દિવ્ય સ્વરરચના રચી ત્હેં જ્યાંહિં,
કવિતસરિતા મુજ સબળી બની
ઉછળી તુજ ગાનસરિતની ભણી;
સરિતસંગમ અદ્‌ભુત એ માંહિં
વહી ચાલ્યો પરવશ હું ત્યાંહિં;—
અન્તરિક્ષ તરી ચમકતા મધુર ગાનસુર એહ
ગગનાઙ્ગણ રમતા તારકસમ દિવ્ય ધરંતા દેહ

---

* રા. મણિલાલ દ્વિવેદીના ‘ઉત્તમરામચરિત’માંની લાવણીઓ—‘પ્રિયેરે ! તે તે કયમ વિસરાય’ વગેરેની પ્રમાણે.

વિલસતા મુજ નયનતણી સમીપ
નિરખિયા એ ઊજળા અમીદીપ.
બન્ધુ હો ! ૨
તૂટી પડતો જળધોધ મહાન,
ગજવતો અવરિત ઉજ્જવળ ગાન,
નચવતા અણુગણુ જળકણ જ્યાંહિં
પરોવી રવિ નિજ અંગુલિ ત્યાંહિં
તરંતાં મૂકે ગૂંથી અનેક
ઇન્દ્રધનુ રંગરસીલાં છેક,—
હેવા રંગે રંગિયા નાચે જળકણુ જેમ,
અનુપમ મંજુલ તુજ ગાનતણા સ્વર ચમકંતા તેમ;
કેમ કરી વર્ણ્યા એ તે જાય ?
હ્રદયપટ એ રંગે રંગાય. બન્ધુ હો !
અને મુજ કવિતપદો શબરૂપ
તજી જ સજીવ થયાં રસકૂપ,
ફૂંકીને પ્રાનમન્ત્ર જે વાર
રેડી ત્હેં મોંઘી અમીની ધાર;
લહી નવજીવન દિવ્ય અગમ્ય
કવિતપદ કાન્તિ ધરી રહ્યાં રમ્ય;
લલિત વસન્તાનિલતણાં ચુમ્બન અનુભવી જેમ
લતા માધવી કુસુમે હસતી, લસતી કવિતા તેમ;
પ્રેમમયનવલમેઘસી
જૂઈ જયમ ખીલી ખી

નમેરા કાળ ! ગળ્યા ત્હેં સર્વ
રસિક પ્રિય બન્ધુજનો, ધરી ગર્વ;
રહ્યો મુજ મોંઘો બન્ધ એક,
કાળ ! મા ક્રૂર થઈશ તું છેક.
મધુર સંગીતતણા સહુ ભકત
બન્ધુ હરિયા ત્હેં કરી દિલ સખ્ત;
અને સંગીત, કવિત, બે દેવી
થઈ'તી પ્રસન્ન એક પર હેવી,—
લલિત કવિતપદ એહનાં રસ ઝરતાં અવિરામ,
હીણી અસૂયાએ ચગદેલાં, અધિક બન્યાં અભિરામ;
જામી નવ જામી એ રસરેલ,
ઝરણ ઝટ સૂકવ્યું ત્હેં તે મ્હેલ,
કાળ ઓ ! ૫.
વિવિધ સવિલાસ નચવતી તરંગ
સરિતપર ઢાળી અલૌકિક રંગ
નિશીથે શીતળ ચંદા રમે,
જગત સહુ મન્ત્ર મુગ્ધ બની શમે,—
દિવ્ય કો ગાનશકિત એહવી
સ્વવશ કીધી જેણે અવનવી,
બન્ધુ મુજ તે છે આ અવશેષ;
કાળ ! જો દયા ધરે તું લેશ,
સ્પર્શ કઠોરો તાહરો રાખ્ય નિરન્તર દૂર,
ને વ્હેતું રૂહો ગાન તણું ચિર દિવ્ય મધુરૂં પૂર;
ક્રૂર પછી નહિં કહું તુજને કાળ !

સપ્તમીંશ કવિત ત્હને હું રસાળ.
કાળ ઓ ! ૬.

---

બન્ધુ ! હો ગાન સુણી તે સાંઝ
હૃદય મુજ દીન બન્યું સહસા જ;
મધુરતા ઉદરે જન્મ્યાં બાળ,—
હર્ષ ને શોક, ઉભય—તે કાળ,
અને મુજ હૃદય કરી રણભૂમિ
બાળ એ સબળ રહ્યાં તહિં ઘૂમી.
'મૌન સનાતનમાં મધુર આ રવ થશે વિલીન !
ને શું ફરી નવ મ્હેં સુણવો એ ?'—એમ વિચારે દીન
બની હું સ્તબ્ધ રહ્યો ક્ષણવાર,
ગાન સુણ્યું ઊંડું અવર તે ઠાર.
બન્ધુ હો !

વિરમતાં ગાન વિરમી સહુ જાય
મધુરતા એ નવ સાંચી રખાય;
મધુરતા અનુપમ કેરો સાર
વિનશ્વર કેમ કર્યો કરતાર ?
કવિતપદ્દ મુજ ટકશે કંઇ કાળ,
ગાન તુજ શમશે શમતાં વાર,
વિનશ્વર આત્મા, સ્થાયિ શરીર;—
જોઇ અન્યાય થયો હું અધીર.
તરંગ હેવા મન વિશે ઉછળી ઊપની આશ,—
ગાનમધુરતા રાખું સનાતન, પામે ન કદી વિનાશ,

વાસ કરી અનન્તતાને દ્વાર
કવિત સંગીત વસો ચિરકાળ.
બન્ધુ હો ! ૮.

સ્મરણુમાં એ અણમોલી સાંઝ,
કવિતપદ ગૂંથી, રાખવા કાજ;
મધુરતા તુજ ગાનતણી ઊંડી
રાખવા મુજ કવિતપદે જોડી;
અને તુજ ગાન થકી સુમધુર,
બન્ધુતાપ્રેમતણું તુજ પૂર
વહી મુજ હૃદયે કુસુમો ખીલ્યાં,
આપવા તે તુજને રસભીનાં;
અને મુજ બન્ધુ રક્ષિયો તાત
માનવા ઉપકૃતિ ત્હેની અગાધ;–
અર્પું તુજને બન્ધુ ! આ કવિતકુસુમગણુ મ્લાન;
સંજીવની શક્તિથી ખીલવજે રેડી મધુરું ગાન,—
ભાન ભૂલી તારક, ચંદા, સિન્ધુ,
રજનિ,—સહુ સુણશે સ્થિર થઈ, બન્ધુ !
સુણ્યું મ્હેં જેમ હૃદય કરી લીન
ગાન તુજ તે સાંઝે બની દીન,
બન્ધુ હો ! ૯.

# અનુક્રમણિકા

# વીણાનું અનુરણન

(પૃથ્વી)

નિગૂઢ, ઉરવાદ્યમાં; અતિ નિગૂઢ, આન્દોલનો
સ્વરાવલિ તણાં સુણી તુજ ઉરે ધ્વનિ ઊપન્યો,
કલા અજબ જાદુની કંઇ સમર્પીને પીંછીમાં
વિકાસ સ્વરબિમ્બના મૃદુ રચ્યા શું આ ચિત્રમાં;
સુરંગ કંઈ ઊજળા ભરી જ એ અમીદીપમાં
સુરેખ અતિ સૂક્ષ્મ ત્હેં પ્રગટ કીધી આ બીનમાં.
ખમી ન સકિયો તું એ અનુપ દિવ્યને બન્ધનો,
ધરી વિરલ હોંસ ત્હેં: "અધિક સૂક્ષ્મતા સાધનો
મળે અમર ભૂમિમાં, તહિં વશી કલા કેળવું.
વિકાસ અદકો ધરે મુજ કલા, હું તે મેળવું."
પ્રયાણ સહસા કર્યું; તુજ કલા ચિદાકાશમાં
પ્રસાર ધરશે ભલો અમર ભૂમિના વાસમાં.
તજ્યાં પ્રિયજનો અહિં કરુણતા તણા ગર્તમાં,
તહિં રહીં સ્મિતો ધરે મધુર પ્રેમથી તું નવાં.

૧૨-૬-૩૪ "ઉત્કંઠ"

# હૃદયવીણા.

* પદ

સુન્દર શિવ મંગલગુણ ગાઉં ઈશ્વિરા,
વિભુવર ભવભયહારક
નમું મહેશ્વરા. સુન્દર૦

મધુર કુસુમ વિશે રમે ગન્ધ સુન્દરા,
કૌમુદી મુદપ્રદા, ઉષા મનોહરા,
મૃદુલકણ્ઠ કોકિલરવ શ્રવણસુખકરા;—
સહુમાં વસતી હસતી પ્રતિફલિતા–શી લલિતા–સુન્દરતા
તુજ જગદ્ધરા. સુન્દર૦ ૧

વિપ્રલમ્ભી વિષયમોહની મધુસ્વરા
દિવ્યધામપન્થ જતાં આવી વિષધરા,
વિપથ દોરવા મથે, અહો દયાકરા !
ક્ષણ તે હૃદયે બળ દે કર ધરી આ–પરિહરવા–મધુરરવા–
મોહનીસુરા. સુન્દર૦ ૨

વિમલ સાધુહૃદય વિશે વિપદજલધરા
વ્યાપી દમે સત્યદૃષ્ટિ ઘનતિમિરકરા,
તે સમે વિશુદ્ધ પ્રેરી જ્ઞાનરવિકરા,
કરુણા ધરીને ફરીને હરી તમને–સદયમને–મનગગને
શાન્તિ દે સ્થિરા. સુન્દર૦ ૩

---

*"सुन्दरमुख तुन्दिलतनु नन्दिकेश्वरा"-એ મરાઠી પદ પ્રમાણે ચાલ.

# અજ્ઞાત હૃદયક્ષોભ

વસન્તતિલકા.

સન્ધ્યાશું રંગ ગિરિશૃઙ્ગ રમે રસે જો !
ને તે છબિ ઉર લહી સરિતા હસે જો !
આનન્દમૂર્તિ અહિં આ સમયે વિરાજે,
તો કેમ આ હૃદય શોકતરઙ્ગ નાચે ? ૧
નાચે ઉછંગ નિજ જે ફુલડાં સુહાસે,
ત્હેને રમાડતી લતા લલિતા વિલાસે,
હેવી લતાશ્રવણમાંહિં સમીર છાનો
જો ! ગાય આવી મીઠડાં કંઇ પ્રેમગાનો ! ૨
ગાને ભર્યું સરિતપૂર શિલાપ્રબન્ધે
નાચે નચાવી નિજ ફેનિલ અમ્બુ સ્કન્ધે;
ઉદ્યાનમાં મધુરવાદ્યસમૂહ વાજે
તેશું ભળી સરિતગાન ગભીર ગાજે. ૩
બે ગાન આ પ્રકૃતિ ને મનુજે રચ્યાં જે—
ભેટી અહિં શું સહસા સુખમાં મચ્યાં એ !
બે ગાનબન્ધુ કુળ એકથી ઊપન્યાં ને
છૂટાં વિદેશ વશી વેશ વિભિન્ન ધારે;— ૪
એકે ધર્યું મનુજયોજિત રૂપ ચારુ,
સાદું બીજે પ્રકૃતિદત્ત સુરૂપ ધાર્યું;
ને દીર્ઘ દીર્ઘ સમયે ફરી ભેટતામાં,
સંબન્ધ પૂર્વ સ્મરી ઓળખી આવી સ્હામાં, ૫
આનન્દભેર ભરી પ્રેમની બાથ મીઠી;—

હેવી જ ગાનયુગની ઘટના શીઁ દીઠી !
હા ! તોય આ હૃદય શોકનું ગાન ગાજે,
ને તાન લે કરુણભારભરેલ આજે ! ૬
મીઠાં હસે પ્રિયજનો અહિં જો ! સમીપે
તો કેમ આ મુખ નહિં સ્મિતકાન્તિ દીપે ?
જાણું ન જાણું કંઈ કારણ એહકેરું,
જાણંતું એક સરિતાજળ ગાતું ઘેરું; ૭
ને જાણતા ગિરિવરો ગગને ગયેલા,
જાણે વળી ગગનરંગ જ સાન્ધ્ય પેલા;—
સંક્ષોભ મીઠોં સખિ ! તું પણ જે ન જાણે,
જે દે મથી હૃદયને પણ અશ્રુ નાણે. ૮

## અકાલ મરણ

રેખતો *

ઉષા શીળી ઝળકીઁ જે'વી,
રવિજ્યોતિમાં ડૂબી ત્હેવી
કળા શેષ એક જે'ની રહી
ઉગી ચંદ્રા પીગળીઁ એ ગઇ ! ૧
ન જાણ્યું આવડું મ્હેની !
જઈશ આમ આથમી વ્હેલી.
અહો ક્રૂર મોત ! આ શું કીધું ?
મધુર ચિત્ર આજ લોપી દીધું ! ૨
કુશલ પ્રેમ ચિત્રકારે છબિ

અમોલા વર્ણભારે ભારી,
કંઈ ચીતરી અધૂરી કંઈ,
અધિક એ વડે મધૂરી થઈ; ૩
નિરખતો સ્નેહકુતુકમોદે
ઊભો ચિત્રકાર જો પોતે !
અને સહસા ભૂંડા મોતે
શ્યામ રંગ રેડ્યો દીધો તે ! ૪
તદપિ કલ્પનાબળે ભેદી
જવનિકા એ મૃત્યુકેરી,
નિરખું હું છબિ અધિક એ રૂડી,
મૃદુલ દિવ્ય જ્યોતિમાંહિ બૂડી ! ૫
અહા ! પણ ત્હેં જગ–અરણ્યે
રઝળતો મૂક્યો હૃદય શૂન્યે
નાથ તુજ, એ તજ્યો ભૂંડી !
ઝળકી દિવ્ય પાંખ ગઈ ઊડી. ૬
ઝળકી આશાક્ષિતિજમાં ઝીણી
રુચિર તારલાની હીરાકણી;
ક્ષિતિજમાં ઊગી ક્ષિતિજમાં શમી,
રહ્યું પ્રતિબિમ્બ સ્મરણમાં રમી. ૭

વસન્તે માધવીની કળી
અધિક મધુરી ખીલી ન ખીલી;
અને એ અકાળ હિમથી બળી !
સ્મરણમન્દિરે મધુરતા ઠરી. ૮
ગુણસુગન્ધો મધુર ત્હારા,

હૃદયને કંઈ ઠારનારા,
લીધા ક્ષણવાર મ્હેં બ્હેની !
થશે કેમ લુપ્ત તે ક્હેની ? ૯
સ્મરણકુસુમો કવિતકેરાં
તુને અરપી શોકઘેરાં,
ભર્યું દાહે હૃદય મ્હારૂં
કંઈ ઠારું ન કંઈ ઠારું. ૧૦
ત્હને બ્હેની ! નિરખું રમતી
દિવ્યજનસાથમાં ભમતી;—
અમર તારાકણી જ્યોતિલી,
મધુર માધવી દિવ્ય કંઈ ખીલી, ૧૧
રસીલી ઉષા ચિરસ્થાયિની,
કલાશેષા જ ચંદા ઝીણી,—
સહુ એહ સંગ બ્હેની મળી
ગમે દિવ્ય રંગ ગરબે વળી;— ૧૨

√ ગરબો.

ગરબે રમવાને ગોરી સાંચરી રે લોલ,
માધવી મધૂરી રસભેર
સ્વર્ગવાસિની રે લોલ,
તાળી લેતાં વાગે દિવ્ય ઝાંઝરી રે લોલ. ૧૩/૧
તારાકણી શી દિવ્ય ચમકતી રે લોલ !
દીપતી ઉષા રસીલી લ્હેર
દિવ્યહાસિની રે લોલ.
તાળી લેતાં વાગે દિવ્ય ઝાંઝરી રે લોલ. ૧૪/૨

ચંદા તે ચારુ કલાશેષ શી રે લોલ!
સર્વમાંહિ મુખ્ય બ્હેની મ્હારી
નભવિલાસિની રે લોલ,
તાળી લેતાં વાગે દિવ્ય ઝાંઝરી રે લોલ. ૧૫

રેખતો.

રમે એમ દિવ્ય ગરબે મળી
અલૌકિક એ બધી સુન્દરી;--
મધુર ગાન એ સુણું ઊભો,
રહું શોકમોહમાં ડૂબ્યો ! ૧૬

## પ્રેમ.

ઝ્યોર.

જગમાં પ્રેમ કેરું નામ
ધારી, ભાસતું અભિરામ,
પ્રચરે જેહ સ્વાર્થકથીલ,
જેનું ભક્ષ્ય મર્ત્ય શરીર, ૧
હેવો નામધારી પ્રેમ
સુજને તૃપ્ત કરશે કેમ ?
હેવા સ્વાર્થકર્દમ માંહિં
જગજન છો રહે લપટાઈ. ૨
હું તો માગું નવ કદી એહ,
માગું એક અદ્‌ભુત સ્નેહ,
જેનું મધ્યરજનીચંદ
વાસસ્થાન છે સુખકન્દ; ૩
પ્રેમે ચુમ્બતાં રવિરાય

સન્ધ્યા સુન્દરી મલકાય,
હેના કનકમય આવાસ,
ત્ય્હાં જે પ્રેમનો છે વાસ; ૪
ચુમ્બી પ્રેમભર રવિનાથ,
શીળી ઉષા ભરંતી બાથ,
હેને મન્દિરે ધરી સ્નેહ
વસતો પ્રેમ અદ્‌ભુત જેહ; ૫
અદ્‌ભુત ઇન્દ્રધનુ આકાશ
રંગ શું દિવ્ય કરતું પ્રકાશ !
ત્હેના રમ્ય રંગમહેલ;
માંહિં પ્રેમ જેહ રહેલ; ૬
ભૂરું વ્યોમ જેહ ગભીર
કરતું હાસ દિવ્ય સુધીર,
હેવા વ્યોમ સાગરમાંહિં
રહેતો પ્રેમ જેહ લપાઈ;— ૭
અદ્‌ભુત એહ પ્રેમસ્વરૂપ;
માંગું એ જ સખિ ! હું અનુપ;
યાચું એટલું સખિ ! દાન,
વાઞ્છું એ જ પ્રેમનું પાન. ૮

——:o:——

સ્વપ્નાર્દ્ર ...

# ઊડી ગયેલું સ્વપ્ન

*ગરબી.

ઊડી ગયું સ્વપ્ન આજ, દિવ્ય સ્વપ્ન ઊડી ગયુંછે;
હૃદય ઝબકયું સહસા જ, હૃદય આ ઝબકી રહ્યુંછે.
ઊડી ગયું૦ ૧

સાખી.

ઊડી સ્વપ્ન ગયું અને રહ્યા મધુર ભણકાર;
કુસુમ ગયું કરમાઈને, પૂંઠે રમિયા સુરભિ સંસ્કાર,
મધુર સંસ્કાર તરંતા.
ઊડી ગયું૦ ૨

તિમિર ધોઈ રમતી હસે ચંદા નભ મોઝાર,
શ્યામ ઘનઘટામાં ડૂબી, પૂંઠે લસતા રજતચમકાર,
વિરલચમકારની રેખા.
ઊડી ગયું૦ ૩

બન્ધુભાવ ઝરતાં મધુર નિર્મળ ત્હારાં નેન,
ખેદવિરક્તિ વિશે ડૂબ્યાં, નવ હસશે કદી એ બ્હેન !
નેન તુજ સ્નેહરસેલાં ?
ઊડી ગયું૦ ૪

મૃદુવચને સ્નેહાર્દ્ર તું આ હૃદય તણો ભાર
કરતી હલકો ક્ષણ મહિં, ડૂબ્યું ગાન જ એ અમીસાર
કાળની કાળી ગુહામાં.
ઊડી ગયું૦ ૫

---

* 'લોચનમનનો રે કે ઝગડો લોચનમનનો'—એ ચાલ

સ્નેહદીપિકા લઈ ભમું એહ ગુહામાં આજ,
ને હૃદયમથન પ્રગટયું આ કાંઈ દર્શન શું સહસા જ !
મધુર શોકરેખા રચંતું.
ઊડી ગયું૦ ૬

આનન્દવને રમી રહ્યાં યુવકયુવતિ રસલીન,
ત્ય્હાં મુજ વ્હેની એકલી દીઠી કાંઈ બનેલી દીન,
ધુમસઝાંખી ચંદા જ કે'વી ! ૭

સન્ધ્યા સિન્ધુ ચુમ્બતાં દૂર, ગગનની પાસ,
અનિમિષ નીરખી તું રહી, નાંખ્યો છાનો કંઈ નિઃશ્વાસ,
આશ ને નિરાશા વહંતો. ૮

ગૂઢ વ્યથા તુજ ખોળવા, દેવા મૃદુ આશ્વાસ,
હૃદય યદપિ તલપી રહે, હા ! ન એ હવે એ ભાગ્યવિકાસ
ઊંડું એ શલ્ય જ સાલે.
ઊડી ગયું૦ ૯

સાલે બમણું શલ્ય એ, વ્યથા પ્રગટ ન કરાય,
વડવાનળ ઊંડો ધરી સિન્ધુલહરી હસવવી હાય !
વિષમ તપ એ તપવાનું.
ઊડી ગયું૦ ૧૦

દોષ ન વ્હેની ! દઉં તુંને, દઉં આશિષ મનભેર,
અન્તર બળતા અગ્નિથી સીંચું અમીની અમોલી સેર
ખીલવવા દિવ્ય કળીને.
ઊડી ગયું૦ ૧૧

દિવ્ય કળી ! મુજ સંગ તું કરીશ નિરન્તર હાસ
ઉજળી અનન્ત ભૂમિમાં,—એહ દિવ્ય ધરી આશ્વાસ,
હૃદય આ દીન ટકાવું,
ઊડી ગયું સ્વપ્ન આજ ! ૧૨

# વૃથા અન્વેષણ

સીતાના મહીનાની ચાલ.

રમ્ય ઉપવનમાં ચોપાસ ગુલાબ ખીલી હસે,
મધ્યે એક જલાશય અલ્પતણું જળ શું લસે!
બેઠી ત્હેને મનોહર તીર રમણી ગુણસુંદરી,
સ્થિર નેને નિહાળતી નીર, હૃદય આંસુ ભરી. ૧

નવ લેખે બેઠો નિજ પાસ, નાંખતો નિઃશ્વાસને,
એક હેના ગુણનો દાસ, અડોઅડ આસને.
બંને ડૂબ્યા વિચારને પૂર નયન નવ મેળવે,
બંનેને સુખ સન્ધ્યાનું નૂર કિરણ મૃદુ ખેલવે. ૨

એક ફુલડું લીધું ત્યહાં યુવાએ, મૂકયું જળ-ઓઘમાં,
તરતું સ્વચ્છન્દ ચાલ્યું જાય, લહરિના ઝોકમાં;
મીઠું ગાન કરી નિજ પાસ ફરી બોલાવિયું,
જળલહરી ચઢી સવિલાસ કિનારે આવિયું. ૩

લીધું પ્રેમે કરની માંહિ ફરી જળમાં મૂકયું,
ચાલ્યું નાચંતું તે ત્યાંહિં, માર્ગ નિજ ના ચૂકયું.
ખેલાવંત ખેલાવંત એમ યુવા વેણ ઊચર્યો,
કાંઈ દિવ્ય અલૌકિક પ્રેમતણો કાઢી ઊભરોઃ— ૪

"મીઠા ફુલડા! તુજને આંહિં નિરખી રહી સુન્દરી,
નવ મીચે લોચન કાંઇ મધુરનયના જરી;
હેને હૃદય અનેક વિચારતરઙ્ગો ઊછળે,
મૂર્ખ મ્હારું હૃદય આવાર કંઈ તે ના કળે. ૫

કળવા કંઇ કલ્પિત ચિત્ર નવાં નવાં ચીતરે,
એક ચીતરાય ને ભૂસાય બીજું ત્‍હાં ખડું કરે.
પણ જાણું હું નિશ્ચય તું જ જાણે સર્વ વાતને,
જેહ ઉછળે ગભીરા ભાવ હૃદય સુન્દરીતણે. ૬

મુજ હઈડે પણ જે અનેક ભાવગાન ગણગણે,
તેહ સર્વે, કુલડાં સુરેખ! છાનુંમાનું તું સુણે.
અમ ઉભયતણા ભાવરંગ કેરું પ્રતિબિમ્બ તું,
ધારી ગમ્ભીર ગતિયે જાય લહરિને ચુમ્બતું. ૭

તો હું એટલું વીનવું આજ, કુસુમ ઓ કોમળા!
અમભાવતણાં પ્રતિબિમ્બ હૃદય તુજ જે પડયાં.
એકમેકને તે તું બતાવ્ય, વિશદ થાય ચિત્તડાં,
થાય અન્યોન્ય હૃદયના ભાવ નયન આગે ખડા. ૮

શિદ અથવા ઇચ્છું આમ? સખીમન શું વસે,
તેહ જોવાનું મ્હારે શું કામ? રુવે મન કે હસે.
અહિં જીવનજંગલમાંહિં મળ્યા અણચિંતવ્યા,
માર્ગ ભિન્ન અમોના કાંઇ થશે ભિન્ન એ હવાં. ૯

નવ જાણું કદી એ માર્ગ ભવારણ્યમાં ફરી
મળશે કે જશે દૂર દૂર પૂર્વસંગ વીસરી;
ક્ષણવાસી પંખીડાં બેય મળ્યાં અહિં આ સમે
બીજી ક્ષણ ઊડી જાશે એહ, અહિં ભેળાં જે રમે. ૧૦

પણ નિશ્ચય મુજને છે એક,-વિખૂટાં અહિં પડી
જાશું ત્‍હોયીને અન્તે છેક શાન્તિ ધામે જે ઘડી,
નવજીવન બેનાં તે વેળ મળીને આનન્દમાં
દિવ્યગાનતણો રચી ખેલ વ્હેશે સુખકન્દમાં. ૧૧

પછી હૃદયભાવ અન્યો અન્યતણું પટ તૂટશે,
દિવ્યપ્રેમસરે કરી સ્નાન સુખો નવ ખટશે.
તો હું શિદ ઉત્સુક બનું આજ સખીમન વાંચવા ?
ભલે મુદ્રિત રહો એ સદા જ હૃદયભાવ ભુંજવા. ૧૨

## ફરી પડેલી બાળવિધવા

વસન્તતિલકા.

ગમ્ભીર ઘર્ઘર રવે સરિતા કૂદે છે,
અંધાર સાથ કંઈ વાત ઊંડી વદે છે,
તારાગણો ઉછળતા સરિતાતરઙ્ગે;—
ને કોણ આ તટ ઊભી ? નહિં કોઈ સંગે. ૧
વાંકો ચૂંકો ઘનતરુવનમાં ફરે છે,
ને ફૂંફવાટ કંઈ નાગસમો કરે છે,
ઊંડો સમીરણ ભણે કંઈ ઘોર ગાન;—
ને કોણ આ સુણી રહી બની એકતાન ?
તીણે સ્વરે તમતમે તમરાં અસંખ્ય,
ઊંડાં વને ઘુઘવતાં ઘુવડો અશઙ્ક,
ને દર્દુરો વિરલ કર્કશનાદ ગાય;
ને કોણ આ ધડકતી નિજ છાતી સ્હાય ? ૩
અંધાર આ નયન કજ્જલ કાળું આંજે,
ને કાળું ઘોર સરિતાજલ ઊંડું ગાજે,
તે અન્ધકાર મહિં ઊંડું ઊંડું નિહાળે,
ઊંડે જળે નિરખતી રહી શું તું બાલે ? ૪
તારા તરઙ્ગશિખરે સરિતા નચાવે
તે તું ગણંતી દીસતી કંઈ ગૂઢભાવે;

બીજે ક્ષણે ચકિત કો હરિણીસમાન
ઊંડા સુણે શું ભણકાર તું ધારી ધ્યાન ? ૫

ઉધોર

" હઇડા ! કેમ તું ધબકાર
કરતું ઊછળે આ વાર ?
થાવા શીઘ્રતમ ઉદ્ધાર
કીધો આ સ્થળે સંચાર. ૬
કાળા માનવીનાં કર્મ,
ખૂંચે જેહ ઊંડા મર્મ,
તે થકી ઊજળું શતવાર
દીસે આ ઊંડુ અંધાર. ૭
જીવનમાં નિરાશા ઘોર,
રૂંધે માર્ગ મુજ સહુકોર;
કાળી સરિત–ઉદરે રમ્ય,
નિરખું માર્ગ એક અદમ્ય." ૮

વસન્તતિલકા.

રે બાલ સાહસિનિ ! શું પડતી વિનાશે ?
અજ્ઞાનના કપટદીપથી શું જણાશે ?
ના જાણતી સરલબાલ ! તું ઘોર ભાવિ
સંતાયું શ્યામ સરિતાજળમાંહિં આવી. ૯

રેખતો.

"હવે શો વિનાશ બાકી રહ્યો ?
વિમળ મણિ, આત્મ, કાળો થયો.
આત્મ કાળો, સરિત કાળી,
ઉભય એકરૂપ કરું, માડી ! ૧૦
વળગિયાં શ્યામ ઇતરકરથી
લીપ્યા કજ્જલો હૃદય ધરતી
સરિતનાં ઊંડા જળે ધોઈ,
મલિનતા મૂળની ખોઈ. ૧૧

જગતમાં ભાવિ જે ભૂંડું-
સરિતમાં તેથી છે રૂડું
ભૂતવર્તમાન ભયંકર જો,
ડરું ભાવિથકી કેમ તો ?"

વસન્તતિલકા.

રે મૂરખી ! સરિત આ રુધિરે ભરીછે,
ને શ્યામતા તુજ હૃદે ઊંડી જે ઠરીછે,
તે નાહિ ધોઈ સકશે કદિ એ પ્રયાસે;—
જો ! પાપ જોતું તુજને રહ્યું અટ્ટહાસે.
તીણે સ્વરે તમતમે તમરાં અસંખ્ય
ઊંડાં વને ઘુઘુવતાં ઘુવડો અશઙ્ક
ને દર્દુરો વિરલ કર્કશનાદ ગાય
ને ફૂંફવાટ કરી ઘોર સમીર વાય.

રેખતો.

"કપટિજનનાં કપટ દીઠાં,
કટુ અન્તે, પ્રથમ મીઠાં
અમૃત દાખવી જ વિષ રેડયું;—
જશે તુજ પાપ ક્યમ ફેડયું ?
અહો મુજ પાપ નિષ્પાપ,
સરલતા સાક્ષી છે આપ.
વચન પ્રેમનાં વધો મધુરાં,
હું શું જાણું જશે અધુરાં ?
વચન શાં પવિત્ર દઇ મુજને,
વધો—'મ્હારી કરું તુજને.
જગજનોનો ન ભય ધારું;
વચન ટાળું હું નવ મ્હારું.'
અને અન્તે તજી ગયો તે
વાવી વિષબીજ તો પોતે

(મનોહર રૂપ કદી એ ખરે
હૃદય કાળું, ન જાણશું, ઘરે) ૧૮
રગેરગ એહ વિષ ફેલ્યું,
ભમે શિર એ વિષે ઘેર્યું;
ઊંડું સરિતાતણું વારિ
બધું દેશે વિષ ઉતારી.” ૧૯

વસન્તતિલકા.

રે ઘેલી ! પાપ તુજ ઘોર સ્વરૂપ ધારી
પૂંઠે પડેલું તુજ સાવજશું તું ભાળી
કાં ત્રાશી ન્હાસતી પડે બની બ્હાવરી તું
અંધારકૂપ મહિં ? રે ક્ષણ જો ઠરી તું. ૨૦
જો, ઘાત એક મહિં બે જણ કેરી ઘાત
થાશે, અરે શિશુ અજાતતણી તું માત !
શો પાપસંચય કરે અલિ અજ્ઞ બાળ ?
જો તું વિચારી, હજી જીવનમાર્ગ ઝાલ્ય. ૨૧
શું તુચ્છકારી જગદીશ તણી જ ભીતિ ?
ને શું સ્વીકારી જગલોકતણી અધિકી ?
દેશે તજી જગ તુંને જ શુચિત્વદમ્ભી,
લેશે સ્વીકારી જગતાત મહાનુકમ્પી. ૨૨

રેખતો.

“રગેરગ ઊંડું વિષ રેલ્યું,
નયન મુજ આજ તિમિર ઘેર્યું,
જગત મુજને તજે દમ્ભી,
ન ત્હેમાં રહું હવે થમ્ભી. ૨૩
દયાળીના જગપિતાની
તૃષા છે સમીપ જાવાની;
નિરખું માર્ગ આ સરિતજળમાં;
જઈ પ્હોચું હું આ પળમાં” ૨૪

વસન્તતિલકા.

નિર્દોષ દોષિત અલી ! હજી સાંભળે શું ?

*   *   *   *   *

રે ! આ થયો જ ધબકાર નદીજળે શું ?
અંધારમાં મલિન નિર્મલ મૂર્તિ બૂડી;—
આ સર્વ પાપ તુજ જો શિર ક્રૂર રૂઢિ !

*   *   *   *   *

*   *   *   *   *

ગમ્ભીર ઘર્ઘરરવો સરિતા કૂદે છે,
અંધાર સાથ કંઈ વાત ઊંડી વદે છે,
તારાગણો ઉછળતાં સરિતાજળે જો !
ને સૂસવાટ કરતો જ સમીર વ્હેતો.

## ફૂલમણિ દાસીનો શાપ

શિખરણી

અધીરા એ ભૃઙ્ગે કુસુમકળીઁ મહીં બળ કરી,
ન જાણ્યું જે થાશે પરિમૃદિત સાજી નવ ફરી,
દીઠું જે મોહાન્ધે અનુભવ્યું ન તે સૌરભ વળી;—
અને સોંપી મૃત્યુશરણ પશુનાથે ફૂલમણિ. ૧

સોરઠા.

ગંગાજળ ગમ્ભીર સૂતું ઊંડી રાત્રિમાં;
રજની શ્યામ શરીર સૂતી ગંગાનીરમાં. ૨
અનન્ત તારકવૃન્દ એ નિદ્રા નિરખી રહ્યું;—
ને પેલો ગતિમન્દ ચાલે તટપર કોણ એ ? ૩

દ્રુતવિલમ્બિત.

જગનતારકને નિરખી રહે,
કંઇ નિસાસ ઊંડો હૃદયે વહે,
સુણીં રહે સરિતારવ નીરવે,
તિમિરશું કંઇ વાત ઊંડી લવે. ૪

ઉદ્ગાર.

"ઊંડી રજનિદેવી શ્યામ!
માગું તુજ હૃદય હું વિરામ.
થાઉં તુજશું એકાકાર,
માનું એ જ હું ઉદ્ધાર. ૫

રેલાઈ હૃદય મુજ શ્યામ
ઉભરાયું તિમિર સહુ ઠામ,
તે આ પસરિયું આકાશ,
જળમાં કીધ ઊંડો વાસ. ૬

જનમ્યું હૃદય મુજ અંધાર,
તિમિરનોં જનની તું પણ સાર;
આપણ એક રૂપ જ આમ,
માટે આવું ત્હારે ધામ. ૭

કીધું કર્મ એક અવદ્ય,
ઊંડી મોહરજની મધ્ય;
દમતું તે મુને અવિરામ,
જો !એ ભમતું આમથીં આમ! ૮

ને નિર્દોષ કોમળ બાળ
જે'ની આ અધમ ચાણ્ડાલ
લગ્નનોં કુસુમશય્યા રૂડી

કીધી મરણશય્યા ભૂંડી,— ૯

કોમળ કન્યકા એ પેલી

રૂડી અમરભૂમિ ઉભેલી,

તારારૂપ દિવ્ય જ લેતી,

મુજને મર્મવચન શું ક્હેતી ! ૧૦

વસન્તતિલકા.

'હે નાથ ! નિર્દય થયો તું અજાણતાં જો,

ધારું ઘૃણા, ન તુજને દઉં દોષ ઝાઝો;

ત્હેં દુષ્ટ રૂઢિતણું દાસપણું સ્વીકારી

હાથે કરી સુખલતા મૂળથી ઉખાડી. ૧૧

એ દુષ્ટ રૂઢિ અતિ નિર્દય રાક્ષસી એ,

નિત્યે અનેક કુંળી બાળકી ભક્ષતી જે,

તેથું જ કેમ શમશે મુજ કોપ ઊંડો,

દાવાગ્નિ એ પ્રસરશે, હજી જે છ ગૂઢો ૧૨

ઉદ્ગાર.

'રે તું સદય થા ઓ બાળી !

ઝટ દાવાગ્નિ એ તું પ્રજાળી

મુજને ભસ્મ કરી દે દેવિ !

યાચું દણ્ડદીક્ષા હેવી. ૧૩

અથવા અધિક ઉગ્ર જ દણ્ડ

અનુભવું હૃદયમાંહિં પ્રચણ્ડ;

જે'ની આગળે અણુમાત્ર

માનવદણ્ડની છે વાત. ૧૪

મારા હૃદયમાં અંધાર,

મહિં અનુતાપના અઙ્ગાર;

ત્હેની આ શી ઊંડી છાંય

તારાજડિત રજની માંહ્ય ! ૧૫

જ્યહાં જ્યહાં કરું પગસંચાર,
ત્યહાં ત્યહાં ભમે એ મુજ છાય;
તે મહિં મધ્યમૂર્તિ બનેલી
નિરખું કન્યકા હું પેલી, ૧૬

સંહારી ઊંડા અહ્ગાર,
રેલે શીત અગ્નિની ધાર.–
ધીમે આમ ના તું બાળ્ય,
દેવિ ! ચલાવ્ય ઉત્કટ જ્વાળ." ૧૭

વસન્તતિલકા. શાપ.

દાવાગ્નિ એહ દહશે બધી આર્યભૂમિ
લેશે. અસંખ્ય વરસોતણું વેર ઘૂમી;
જે રૂઢિ રાક્ષસીતણી કરી સેવ નિન્દ્ય,
ઊંડી ડૂબી અધમ કર્દમમાંહિં અન્ધ. ૧૮

કન્યા અનાથ સુકુમાર અનેક હોમી
જે રાક્ષસીમુખ વિશે જડ **આર્યભૂમિ** !
તે કન્યકા સહુ શિખા બની એક એક
થાશે સહસ્રશિખ અગ્નિ પ્રદીપ્ત છેક; ૧૯

દેશે પ્રજાળી સહુ આર્ય પ્રજાની વાડી;
રહેશે પછી અધમતાતણી ઊંડી ખાડી:
ને આ પુરાણ રુડી **ભારતભૂમિ** અન્તે
થાશે વિલુપ્ત ઇતિહાસ પટેથી સત્યે' ૨૦

અનુષ્ટુપ્.

"ક્ષમા દેવિ ! ક્ષમા દેવિ ! શાપો દે મુજ મસ્તકે;"
**આર્યભૂમિ** બચાવી દે; પાપી હું, પાપી હું ખરે." ૨૧

દ્રુતવિલમ્બિત.

ઊડી ગઈ તિમિરાવૃત શર્વરી,
ગગનતારક સર્વ જ સંહરી;
પતિ નદીતટ દીન ઊભો રહી
નિરખતો ઝીણી ઝાંખી ઉષા કંઇ. ૨૨

## કારાગૃહમાંની વિધવા.

ચોપાઇ.

આ કારાગૃહની મોઝાર
યુવતી રૂપવતી આ ઠાર
ક્યહાં થકી એ આવી અહિં ?
મુખપર મુદ્રા દુખની લહી. ૧
જાડું ધોળું વસન જ ધર્યું
જેણે રૂપ જ અદકું કર્યું;
તોપણુ વદને ઊંડી છાય
તીવ્રશોકની કાંઈ જણાય. ૨
માનવરાક્ષસ પૂર્યા જહિં
હેવા આ કારાગૃહ મહિં
ક્યહાં થકી આવી સુન્દરી ?
અસ્થાને આવીને પડી. ૩

દોહરા.

સિન્ધુકિનારે આવિયું એક મનોહર ગ્રામ,
ઉદ્યાને કંઇ શોભીતું સુઘડ તહિં લઘુ ધામ, ૪
વિપ્ર વૃદ્ધ કો મહિં વસે સુતાસહિત એકાન્ત
વિધવા કન્યા તે થકી ધરતો હૃદય અશાન્ત. ૫

સાગર ઉપર ઊછળે લહરી ધરી ઉલ્લાસ,
તે શું જાણે ગુપ્ત જે વડવાનલનો વાસ ? ૬
બાળકી એ નવ જાણતી પિતા હૃદય અઙ્ગાર,
હસતી કણ્ઠે વળગતી તાતતણે જે વાર. ૭
સાગરતટ વાળુ વિશે વિવિધ રમત રમી બાળ
શૈશવ સહુ વીતાડિયું; આવ્યો યૌવનકાળ. ૮

* * * * *

ઉપેન્દ્રવજ્રા.

વસન્તમાંહિં કળી માધવીની,
કલા શશીની શરદે નવીની,
દિને દિને ખીલતી તેમ બાળા
અપૂર્વ કાન્તિ ધરતી રસાળા. ૯

દોહરા.

મધ્યાહ્નને એ એકદા સૂતી હિંચોળા ખાટ,
શાકુન્તલનાટકતણું પુસ્તક લઇ નિજ હાથ; ૧૦
ભ્રમરે પીડી શકુન્તલા તાતતણે ઉદ્યાન,
દુષ્યન્તે ભય ટાળિયો;—વાંચ્યું એ આખ્યાન. ૧૧
એહક્ષણે સહસા પડી નિદ્રામાં એ ત્યહાંય,
હૃદય ઉપર પુસ્તક રહ્યું મન્દ ઉછળતું જાય; ૧૨
પુસ્તક અર્ધ ઉઘાડું ને અર્ધું મીંચ્યું જણાય,
ઇન્દુકિરણશી અંગુલી માંહિં પરોવી કાંઈ. ૧૩

લલિત.

ઉરથકી પડી ચોપડી તહિં,
ઝબકીને ઊઠી સુન્દરી કંઈ;

ધડકતે ઉરે, નેન ન્હાવરે,
યુવતિ ચોગમે જોતી શું ખરે ! ૧૪

અનુષ્ટુપ્.

પિતા વૃદ્ધ તહિં આવ્યો વળગી કણ્ઠ તેહને
રોતી રોતી વદી મુગ્ધા—"પિતાજી શું થશે મ્હને ? ૧૫
સ્વપ્ન આજ દીઠું મ્હેં તો કારમુ તાત માહરા !
પરિપાક થશે હેનો શો તે જાણું નહિં જરા.— ૧૬

ઉધોર.

જાણે એક મધુરી સાંઝ
મનહર કોઇ ઉપવનમાં જ
ફરતી હું રમું સ્વચ્છન્દ,
સુરભિ સમીર સેવું મન્દ. ૧૭
હેવામાં હું એકાએક
માનવરૂપ તજી દઈ છેક
બની ગઈ માધવીની વેલ
અનિલે કરતી નર્તનખેલ; ૧૮
ને પછી ભૃઙ્ગ કાળો એક
આવ્યો મુજ સમીપે છેક,
મધુરું ગુઞ્જતો રસભેર
શ્રવણે રેડતો સુખસેર; ૧૯
વેલીકુસુમને પછી ભૃઙ્ગ
દઇને તીવ્ર ઊંડો દંશ
ઊડી ગયો સહસા ક્યાંહિં;
દીઠો મ્હેં ફરી એ નાહિં. ૨૦

અનુષ્ટુપ્.

સહસા ભૂલ્ગના દંશે કપોલે વ્રણની વ્યથા
તીવ્ર થાતાં હું તો જાગી, ને દીઠી સ્થિતિ અન્યથા. ૨૧
તોય તાત અરે વ્હાલા ! કમ્પું છું હું હજી ખરે,
શું હશે સ્વપ્નનું ઊંડું ફળ ? કોણ કહે અરે ?" ૨૨

ચોપાઈ.

"હોય, બેટી ! તું શિદ ગભરાય ?
એ સ્વપ્નામાં અર્થ ન કાંઈ;
નિર્મળ સરલ તું મ્હારી બાળ,
અશુભ ત્હેને ન અડે કો કાળ." ૨૩

* * * * *

વસન્તતિલકા.

અંધારમાં ઉદધિ નૃત્ય કરી રહ્યોછે,
આકાશમાં ઘન બધે પસરી ગયો છે,
ખદ્યોતના કંઈ ઝીણા તણખા અનન્ત
શા ઊડતા ચમકતા વનમાં ભમંત ! ૨૪
ઘેરા વને ઘુઘવતા ઘુરકે સમીર
ત્હેને પ્રતિધ્વનિ સમુદ્ર દિયે ગભીર;
ને કોક્ષણે સુણી રહે ધરી મૌન કે'વો !
બીજે ક્ષણે દ્વિગુણ ઘોષ કરે જ ત્હેવો. ૨૫
આ અન્ધકાર મહિં, આ તુમુલપ્રસંગે,
આ કોણ સિન્ધુતટ ઊભી ? ન કોઇ સંગે.
સિન્ધુધ્વનિયુગલમધ્યજ મૌન માંહિં
જો ! સંભળાય સ્વર સુન્દરીનો શું કાંઈ !— ૨૬

વિષમ હરિગીત.

"ઓ મત્તચણ્ડ સમીરણો ! ઘુઘવાટ ખૂબ કરો ત્હમે,
ઊંડી રાત્રિને મથી નાંખતા તમ ઘોરરવ મુજને ગમે,
હૃદય મુજ મથી નાંખતા ઘુઘવાટ છાના થાય જે,
આ ઘોર મમ ઘુઘુરવવિશે મુજને બધાય જણાય તે; ૨૭
ને સુણીસુણી હૃદયરવ મુજ તમ ઘુઘૂરવમાં બધા
વિસરી જઉં મુજ હૃદયરવ તમ ઘોર રવમાં ડૂબી જતા,
વીસરું વળી કર્મ કાળું આદર્યું જે આજ મ્હેં;—
નહિં કર્મ મુજ એ, જગ ભલે લવતું રહે મન જે ગમે; ૨૮
મોહમદ્ય જ પાઈને મુજ શીલ ચોર્યું જેહણે,
એ પાપ કેરું ફળ વિમર્દી નાંખિયું જો ! તેહણે;
હાય ! તોપણ, યદપિ કર મુજ રુધિરથી નથી અંકિયા,
ગાઢા રુધિરથી તદપિ છે મુજ હૃદય લિપ્ત કલઙ્કિ આ. ૨૯
મેઘ ઓ ! તુજ પાડ માનું, વ્યોમ ત્હેં ઢાંકી દીધું;
મુજ હૃદય જેવા શ્યામ ઘનદળ પાથરી શુભ ત્હેં કીધું;
કોટિનયની પેલી રજની જુવત આ મુજ કર્મને,
તો નયન એ બની કોટિ શર વીંધત ઊંડાં મુજ મર્મને. ૩૦
તારલા ઓ ! એકલો તું ડોકિયું શિદને કરે ?
ઘનપટલમાં કરી છિદ્ર તું મુજ હૃદય પણ વીંધે ખરે;
ઓપિયા તુજ તેજથી શીકર ઉછાળી તરઙ્ગના
આ શ્યામસિન્ધુ કરાલ હસતો કર્મને મુજ નિન્દતાં." ૩૧

અનુષ્ટુપ્.

આસપાસ બધે જોતી ફલંગો લઘુ મારતી,
સ્પર્શતી સ્પર્શતી નાહિં ભૂમિને, એમ ચાલતી, ૩૨

આવી એ સિન્ધુની તેડે છેક નીરસમીપમાં,
આંખ્ય મીંચી મૂકયું ધીરે પોટલું એક નીરમાં. ૩૩
દોડીને પાછી એ નાઠી, ઊભી વાળુ વિશે જઈ;
સહસા મુકત કણ્ઠે એ પછી રોઈ પડી તહિં. ૩૪
થઈ શાન્ત કંઇ મુગ્ધા અન્તે એ સ્વર મન્દથી
બોલતી બોલતી ચાલી, નિજ ભાગ્ય જ નિન્દતી. ૩૫

×ગરબી

"શિદ ન રહી હું માધવીની વેલીની વેલી રે ?
શિદ દેહ ફરી માનવીની લઈ બની ઘેલી રે ? ૩૬
ભૃઙ્ગે લઇને માનવદેહ પૂંઠ મુજ લીધી રે;
હેણે પાઈ મ્હેં તો તેહ વિષસુધા પીધી રે. ૩૭
રહી હોત હું વેલીરૂપ, તો હસત કુસુમથી રે,
નવ પડત કલુષને કૂપ રમતી રમતી રે. ૩૮
ભૃઙ્ગ દેત કદી જો દંશ કુસુમકળીમાં રે,
તોય થાત ન મ્હારો ધ્વંસ, ખીલત ઘડીમાં રે. ૩૯
મુજ આત્મને ભૃઙ્ગે કે'વો દીધો દંશ ભૂંડો રે !
નવ ભૂસાય કદી એ હેવો મૂકયો વ્રણ ઊંડો રે. ૪૦

સાખી

વ્રણમાં હાલાહલસમું રેડયું વિષ ત્હેં ભૃઙ્ગ !
મરણ પછી પણ નહિ જશે એહ વિષનો ઊંડો રંગ. ૪૧

મૂળ ચાલ

હવે કાળો મળે ભૃઙ્ગ જ્યહાંય આ જગમાંહિ રે,
ઊભી ન રહું હેની છાય, જાણે ન વાહી રે. ૪૨
ગુપ્ત દંશ ધરીને આવે ગુંજતો જ્યહારે રે,
નહિં ઊભી રહું મૂઢભાવે સુણવા ત્યહારેરે. ૪૩

× "જમુનાંજળ ભરવું મ્હારે કુંવર કાન્હા રે ' એ ચ.લ.

પણ મુજથી હવે વિષઝાળ આ ન ખમાયે રે;
ક્યહાં જાઉં ? બંધે અન્ધકાર ખાવા ધાયે રે. ૪૪
આ સિન્ધુ અને આ સમીર ચણ્ડ ઘુરકતા રે
મ્હને મારે ઉપાલમ્ભતીર ઊંડાં ખટકતાં રે. ૪૫
ક્યહાં જાઉં ? આ વિશ્વ વિશાળ સાંકડું લાગે રે,
શ્યામ મ્હારું કર્મ કરાળ ભર્યું સર્વ જાગે રે.— ૪૬

સાખી.

ઓ ! માડી ! આ શી દીસે અદ્ધર ઊડતી વ્યોમ.
ઘોર ભૂતાવળ કારમી ! મ્હને કમ્પ દે રોમે રોમ. ૪૭

ઉથોર.

આ શાં રુધિર ભરિયાં બાળ
નભમાં નાચતાં ભરી ફાળ !
શિરપર અગ્નિકેરી ઝાળ
શતશિખ ધારતાં શી વિશાળ ! ૪૮
કરીને અટ્ટહાસ કરાળ
મુજને ઘેરી વળિયાં બાળ.—
જાઓ ! ખસો આઘાં ભૂત !
આ શું મચાવ્યું અહિંયાં તૂત !– ૪૯
ઓ રે ! હાય ! આ તો, હાય !
મ્હારી પૂંઠ મૂકે નાહિં !
માડી ! થા મ્હને તું સહાય !
હું તો છળી મરું છું,—હાય ” ૫૦

અનુષ્ટુપ.

કારમી ચીસ પાડીને મુગ્ધા ભૂમિપરે પડી.
અંધારે કોણ આ જોશે ? રક્ષસે કોણ બાપડી ? ૫૧

ચોપાઇ

હસતું રમતું આવ્યું પ્રભાત,
વાયો નિર્મળ મધુરો વાત,
વ્યોમ ભૂરું ઘનમુક્ત જ હસે,
ઝાકળમોતી તરુપર લસે. ૫૨

દોહરા.

બાળતણું શબ એક ત્યહાં પડિયું સિન્ધુકિનાર
કોઇતણી નજરે પડ્યું, સમીપ સૂતી નાર; ૫૩
મુગ્ધા જાગીને જુવે,—જનટોળું દીઠું ત્યહાંય,
સુન્દરીને લઈ ચાલિયા કરવા માનવન્યાય. ૫૪

*  *  *  *  *

ચોપાઈ.

એ તું સુન્દરી શું આ ઠાર
આવી કારાગૃહ મોઝાર ?
મુખપર દુખરેખા ચીતરી
રહેશે જીવનભર એ ખરી. ૫૫
છૂટીશ કારાગૃહથી જોય
હૃદયતણે કારાગૃહ તોય
રહીશ પૂરાઈ તું આ ભવે;—
દયાસિન્ધુ ત્યહાંથી છોડવે ! ૫૬

## દિવ્ય સુન્દરીઓનો ગરબો.

ઘોર.

સન્ધ્યા સિન્ધુ-ઉરપર સૂતી,
સ્મિતકરી શાન્ત ધરી મુખકાન્તિ;

ઊછળે સિન્ધુ-ઉર અવિરામ,
ઊછળે મુજ હૃદય ઉદ્દામ. ૧
સાગર ગાન ગાય ગભીર
રેડે મુજ હૃદય તે ધીર;
જે'માં શોકગાનનું પૂર
ઊછળે ઊંડું ને અતિ ગૂઢ. ૩
હૃદયે ગાનસંગમ એહ—
(દીઠો જાય કોથી ન જેહ)—
ધારી, ચાલિયો ગતિમન્દ
હું તો સિન્ધુને ઉપકણ્ઠ. ૩
હવે દીઠું અદ્‌ભુત એક,
જે'નો હૃદય કોર્યો લેખ;—
એ તે સ્વપ્ન કે શું પ્રબોધ,—
હેનો શિદ કરું હું શોધ ? ૪

ભુજંગી

ભૂરે વ્યોમ ચંદા અને શુક્રતારા,
લઈ સંગ સાહેલી ત્રીજી રસાળા
રમન્તાં રમન્તાં ત્રણે પાસપાસે
અહો ! ઊતરી શૈલશૃઙ્ગે વિલાસે. ૫
ઊંચો સિન્ધુમાં શૈલ પેશી ઊભેલો,
મહારણ્ય કેરી ઘટામાં ડૂબેલો,
અહો ! તેતણે શૃઙ્ગ એ સુન્દરીઓ
ત્રણે વ્યોમમાર્ગેથી જો ! ઊતરીઓ. ૬
રૂડી શુક્રતારા પડી સર્વ પ્હેલી,
પછી ત્રીજી તારાસખી રમ્ય પેલી,

અને ચાર ચંદા પછી ઊતરી છે,
વને ખેલવા કાંઈ ઈચ્છા ધરીછે. ૭

વસન્તતિલકા.

શું ખેલતાં ગગનસુન્દરી વ્યોમમધ્યે
કો શૈલશૃઙ્ગ વનદેવી નિહાળી સદ્યે,
ને ઊતરી પડી ત્રણે રમવા જ રંગે
ઉત્તુઙ્ગ શૃઙ્ગ વસતી વનદેવી સંગે. ૮

દ્ધોર.

જો ! ત્રણ દિવ્યસુન્દરી એહ,
સંતાડી સમુજ્જવલ દેહ,
ક્રમથી ગુપ્ત થઈ વનમાંહિ;–
ઊભો હું નિરખતો આંહિં. ૯

સોરઠો.

સહસા ત્યહાં પછી ગાન દિવ્ય ઉછળતું મ્હેં સુણ્યું,
ભૂલી જઈ નિજ ભાન, ગાનસરિતમાં હું વહ્યો. ૧૦

વસન્તતિલકા.

ને હું પછી અકળ અદ્ભુત કો પ્રભાવે
ઊડી ઊભો ગગનસુન્દરી કેરી સ્હામે;
જ્યહાં એ ફરંતી ગરબે વનદેવીભેળી,
ને દિવ્યગાનતણી શી વરશીજ હેલી ! ૧૧

+ગરબો.

"વ્યોમમંડળેથી અમો ઊતર્યાં રે લોલ,
વ્યોમમાં અમારું નિત્ય ધામ;

+ 'ગરબે રમવાને ગોરી નીસરીરે લોલ ' એ ચાલ.

વ્યો મ વા સિ ની રે લોલ !
આવો મધુરગાન ગરબે ગાઇયે રે લોલ. ૧૨ ૧
શ્રાન્ત થયાં વ્યોમમાર્ગમાં ભમી રે લોલ,
આજ લ્યો ક્ષણભર અહિં વિશ્રામ,
વ્યો મ વા સિ ની રે લોલ ! આવો૦ ૧૩ ૨
આજ મળ્યાં આપણે આનન્દમાં રે લોલ
એ છ નદીનાવસંજોગ; વ્યોમ૦ આવો૦ ૧૪ ૩
જાશું પાછાં ભિન્ન ભિન્ન પંથમાં રે લોલ
એક પળ દિયો ન જવા ફોક; વ્યોમ૦ આવો૦ ૧૫ ૪
ગાન ગાતાં વ્યોમચક્ર વિચરિયે રે લોલ
તે સુણે શું પામર જન મર્ત્ય ? વ્યોમ૦ આવો૦ ૧૬ ૫
ગાઇયે ઉપમર્ત્યભૂમિમાં અહિં રે લોલ
આજ, તે સુણે કો મનુજ ધન્ય. વ્યોમ૦ આવો૦'' ૧૭ ૬

રેખતો.

મધુર આમ ગાતાં ગગનસુન્દરી,
ઝીલે વનદેવી ગીતલહરી;
વિરમી ક્ષણ ગાન ઉછળ્યું એ ફરી,
સુણું ઊભો હૃદય કર ધરી. ૧૮

* ગરબી.

તેજે ઘડયાં અમ-અંગ, અમોલા તેજે ઘડયાંછે;
ફરિયે ન તિમિરનો સંગ, તિમિર અમ વેરી ઠર્યાંછે; ૧૯ ૧

સાખી.

દિવ્ય લોકમાં ઘૂમતાં ફરિયે સહુ રસભેર,
ને પ્રેમે કંઇ રેડિયે મર્ત્યલોકે અમીની સેર,

* 'લોચનમનનો રે કે ઝગડો લોચનમનનો.' એ ચાલ.

અમોલે સેર અમીની.
તેજે ઘડયાં૦ ૨૦ ૨

ચંદા—

"પ્રેમીજોડાં કલહમાં રીસાએ ક્ષણવાર,
ત્હેનાં હૃદયે રેડતી ચંદા હું પ્રેમ-અમીની ધાર,
રસીલી ધાર અમીની.'
" તેજે ઘડયાં૦ " ૨૧ ૩
'મુગ્ધા સૂતી અગાશિયે ચિન્તનમાં ડ્હોળાય,
સીંચી ત્હેના હૃદયને ખિલવું પ્રેમકળી હું કાંઈ,
ઉજળીશી પ્રેમકળી હું.'
" તેજે ઘડયાં૦ " ૨૨ ૪

શુક્રતારા—

'હાસ કરતું આકાશમાં નિરખે ન્હાનું બાળ,
ત્હેને હૃદયે રોપું હું શુક્રતારા કવિત્વ રસાળ,
અતિ ગૂઢ બીજ કવિતનું.'
"તેજે ઘડયાં૦" ૨૩ ૫
'હૃદય વિકસી કવિજન ઉભો નિરખે અનિમિષ નેન,
ત્યહાં ઝરતી હું પ્રેમથી કાંઈ કવિતસરિતનાં વ્હેણ,
કવિતની દિવ્ય સરિતનાં.'
"તેજે ઘડયાં૦" ૨૪ ૬

તારાસખી—

'ચિત્રકાર કવિમિત્ર જે ઉભો ફલકસમીપ,
તત્ત્વદર્શી ત્હેને હૃદય પ્રગટાવું હું પ્રતિભાદીપ,
પૂર્યો દિવ્ય દીપ અમીએ.'
"તેજે ઘડયાં૦" ૨૫ ૭

ત્રણે ગગનસુન્દરી—

"હમે તેજના બાળ સહુ, સાચીને નિજ નૂર,
મનુજહૃદય ગૂંગળાવતું હરિયે અન્ધતિમિરનું પૂર,
હર્ષરિપુ પૂર તિમિરનું.
તેજે ઘડયાં૦" ૨૬

સોરઠો.

પામ્યું ગાન વિરામ ધીમે ધીમે લ્હેરતું,
તોપણ એ સહુ ઠામ અમીપૂર હજિ રેલતું. ૨૭

ઉધોર.

ગાતાં ગગનસુન્દરી ગીત
વનદેવી ઝીલે ધરી પ્રીત.
ગરબે ફરતી ઉજ્જવળ દેહ
દીઠી વ્યોમસુન્દરી મ્હેંય. ૨૮

પણ વનદેવી નવ દેખાય
અદ્‌ભુત એહ ગરબા માંહ્ય;
હેનો સ્વર જ સુણું અમીસાર
ને નૂપુરતણો ઝંકાર; ૨૯

ને વળી સુણું સુન્દર તાળી
જે વનદેવી લેતી રસાળી;–
ગવડાવે હવે વનદેવી,
ઝીલે વ્યોમસુન્દરી ત્હેવી. ૩૦

વનદેવી—

*ગરબી.

“સંગીતનૉ અધિદેવી હું અલબેલડી,
વનમાં રાસ રમું સવિલાસ સમીરશું રે લોલ.
ચંદા તારાયુગલ, ત્રણે અમીવેલડી!
ભલે આજ મુજ મન્દિર અમીરસચકી રચ્યું રે લોલ. ૩૧ ૧

સખી શુક્રતારા! તું કવિતા રેડતી
તે હૃદયે મધુરરવનૉ લહરી હું ભરું રે લોલ;
ચંદા સખિ! તું પ્રેમઝરણુ જે પ્રેરતી
ત્હેને ગીતધ્વનિ દઈ હું દ્વિગુણું કરું રે લોલ. ૩૨ ૨

મનુજહૃદયમાં અદ્રશ્ય કરથી છેડીને
દૈવ જગાડે હર્ષશોકના ઊંડા સુરો રે લોલ,
તે સર્વેને મુજ વીણામાં રેડીને
ગીતધ્વનિ હું મચાવું અદ્દભુત પૂરેપૂરો રે લોલ. ૩૩ ૩

એ ધ્વનિના સુર ઝાંખા ઝાંખા પ્હોંચતાં
મર્ત્યલોકમાં માનવગાન બધું બને રે લોલ;
એહ ગાનનું મૂળ ઊંડું ઊંડું સોધતા
ધન્ય વિરલ કો મુજ ગીતધ્વનિ ઝીણો સુણે રે લોલ. ૩૪ ૪

સંગીતનૉ અધિદેવી હું છું ઉષા સમી,
મર્ત્ય દિવ્ય એ ઉભય લોકને જોડતી રે લોલ
ધીર સમીરશું રાસ રસેથી સદા રમી
મધુરા ઘેરા સ્વરની માળ ગુંથું કોડથી રે લોલ.” ૩૫ ૫

---

*‘આસોમાસો શરદપુન્યમનો ચાંદ જો, કાગળીયાં લખતાં રે ચંદનચોકમાં રે લોલ’–એ ચાલ.

રેખતો

વિરમ્યું ગાન એ, અને સહસા
ઊભો આવીં હું ઉદધિકણ્ઠ આ;
તદપિ સુણતો ગાન ઊંડું,
હૃદય ઠર્યું શાન્ત બની પૂરું. ૩૬

## સ્વપ્ન અને પ્રત્યક્ષ—અથવા પ્રિન્સ વ્હિક્ટર અને પ્રિન્સેસ મે.

વસન્તતિલકા.

ઊભી નિરીખતીં રહી નવયૌવના જો !
માંદો સૂતો શયનમાં પતિ જે થનારો;
દાબી રહી ઉછળતા હૃદયે ઉછાળા,
એકાગ્રભાવ ધરીં જોઈ રહીછ બાળા. ૧
માંદો ઊઠે શયનથી જીતીં ઉગ્રવ્યાધી,
ને ગ્રન્થિ લગ્ન નીં પવિત્ર સકાય બાંધી,—
એ ભાવ આજ હૃદયે થઈને સુષુપ્ત,
સેવારતા પતિકને ઊભીં એકચિત્ત. ૨
સન્ધ્યાસમે ધુમસપૂર્ણપયોધિ માંહિં
તારાકણી ઝળકતી, વળીં ઝાંખીં થાય,
હેવી દીસે મધુરસુન્દરીં એહ આજે
ખેંચી લિયે નયન આંસુ ઊંડાં ઊંડાં જે. ૩

અનુષ્ટુપ્.

પતિના મુખમાં પ્યાલો શુભ ઔષધનો દઇ,
આખી રાત્રિતણા થાકે બાળા કાંઈ ઊંઘી ગઈ. ૪

ક્ષણવાર ટકી નિદ્રા, તોય તે અવધિ મહિં.
નિદ્રાવસ્થ જ મુગ્ધાએ દીઠું અદ્‌ભુત જો! કંઈ. ૫

તોટક.

ઊભી સુન્દરી દિવ્યવને સહસા,
રમતી જહિં હાસ કરંતી ઉષા;
મૃદુ પ્રેમઅમીતણું ત્યહાં ઝરણું
હસતું કુદતું કંઈ ગાતું ઘણું. ૬
ઊભી એ લલના ઝરણાની તટે
અમીપાન કંઈ કરવા જ મથે:
ઝરણું પણ દૂર કંઈ ખસતું
ખસતું અધિકું હસતું દીસતું. ૭
પછિ દિવ્યપુરુષ રુડો તહિં કો
પ્રગટી ઝટ પેલી તટે જ ઊભો;
કનકે ઘડિયું કરપાત્ર ધર્યું,
ઝરણા મહિંથી અમી પૂર્ણ ભર્યું, ૮
કર દીર્ઘ પ્રસારી બીજે તટથી
અમીપાત્ર ધર્યું ધરી ભાવ અતિ;
ચળકંત અમી ઊજળું શું દીસે!
મહિં સુન્દરીનું પ્રતિબિમ્બ હસે. ૯

સોરઠો.

લઈ મુખ ધરવા જાય! સુન્દરી એ અમીપાત્ર જ્યહાં,
અદ્‌ભુત ક્ષોભક થાય સહસા જો! ઉત્પાત ત્યહાં. ૧૦

ભુજંગી.

ધરી પાંખ એ મ્હોટી કાળી કરાળ,

ઊડી વીંઝતો વાત ઝંઝા વિશાળ,
મહાકાય કો આક્રમી ગૃધ્રરાજ
પડ્યો વ્યોમથી સાધવા ક્રૂર કાજ. ૧૧
કરી જોરથી પાંખ કેરો ઝપાટો,
ધરી ચઞ્ચુમાં પાત્ર એ પક્ષી નાઠો;
અમી એ મહિંથી બધું નાંખ્યું ઢોળી,
અને પાત્ર ભાગ્યું શિલાસાથ ફોડી. ૧૨

સોરઠો.

પાત્રભઙ્ગરણકાર સુણી સુન્દરી જાગી જો !
બની બ્હાવરી નાર, ધડક ધડક હઈડું થતું. ૧૩

અનુષ્ટુપ્.

શબપેટી પડી આંહિં દટાઇ ફૂલભારમાં;
ઊંડી નિંદ્રા લઈ માંહિં સૂતો રાજકુમાર ત્ય્હાં. ૧૪
વૃદ્ધા પિતામહી રાણી લડાવ્યાં લાડ જેહણે,
અને માતાપિતા મોઘો ગૃહદીપ કરી ગણે, ૧૫
ભગિનીભ્રાત જે વ્હાલાં બાલ્યકાળતણાં સખા,
અને સર્વથકી વ્હાલી ભાવિપત્ની મનોરમા;— ૧૬
વિસારી સર્વ એ વ્હાલાં, જો ! સનાતન શાન્તિમાં
સૂતો,–સૂતો,–નહિં જાગે; દિવ્યગાન સુણે ઊંડાં. ૧૭

વસન્તતિલકા.

નીચું નિહાળતી કુમારી કપોતકણ્ઠી,
ને આંસુ કુસુમમાળ નીચે ધરંતી,
આ કોણ દીન શબપેટીસમીપ ઊભી
ઊંડા ઊંડા મનનસિન્ધુ વિશે જ ડૂબી? ૧૮

ઓ મેકુમારિ! તુજ એડીનું ધ્યાન ધારી
તું જાનુએ પડી વિચાર કરે શું બાળી?
પ્રશ્નો અનુત્તરતણા કંઈ ભેદ ખોલી,
આકાશવાણી થઈ જો! સુણ્ય આ અમોલી ૧૯

ઉધોર.

"વત્સે! ધૈર્ય ઊંડું ધાર્ય,
તુજને છો દહે અઙ્ગાર;
શીતળ દિવ્ય-આશાવારિ
એ અઙ્ગાર દેશે ઠારી ૨૦

લગ્ને ના ગ્રહ્યો પતિહાથ,
વિધવા તું બનીછ અનાથ;
પણ તુજ નાથ છે જીવંત,
જીવન ધારતો જ અનન્ત. ૨૧

શું થયું માનવીસંસ્કાર
ત્હમને ના ગણે નરનાર?
આત્મા ઉભયના જ સદાય
ગૂંથ્યા દિવ્ય લગ્નની માંહ્ય.
એ લગ્ને કરી ચિરકાળ
પતિસેવા કીધી તહેં બાળ!
એ લગ્ને કરી પતિયોગ
તુજને સ્થિર રહો એ લોક" ૨૩

સોરઠો.

તિમિર ખસીજઈ જેમ ઉષા આછી કંઈ શોભતી,
યુવતિવદનને તેમ દિવ્યદીપ્તિ રહી ઓપતી. ૨૪

# વિધવાબાલાશ્રમની પાસે.

અનુષ્ટુપ્.

"છાનું ર્‌હે, છાનું ર્‌હે, મ્હારા હૈયાના હીર બાળુડા !
રખે કો સાંભળે સાદ ! જગના લોક છે ભૂંડા." ૧

વસન્તતિલકા.

ધીરો અને મધુર આ ધ્વનિ ક્યહાંથી આવ્યો ?
જે ઊપન્યો તિમિરમાં, તિમિરે સમાયો.
અંધાર ને વિજન આ સ્થળમાંહિં પેલું
જો ! એકલું ઘર તજી ભયને ઊભેલું;
હેની પછીતપર દીપ જ મન્દ ઝાંખે
નીચે ઊભી યુવતિને મુખ તેજ નાંખે;–
જો સંભળાય ફરીથી ધ્વનિ કાંઈ પેલો
માધુર્ય ને કરુણભાવથકી ભરેલો;—

× રેખતો.

"જગત આંધળું તિમિરમાં થયું,
બધિર એ થવું જ બાકી રહ્યું;
અનિલ ! તું ઘોર ગાજીને
તિમિરસંગ ખેલ મચાવી ર્‌હે; ૪
તિમિરઘેરી ઊંડી રાત્યે
પ્રબળ તુજ ઘોર ઘુઘવાટે
ડૂબી જાવ ઊંડું ને વ્હેલું
રુદન મુજ બાળુડાકેરું. ૫
જનમ્યું તિમિરે બાળ મ્હારું

× "આહા પૂરી ખિલી ચંદા"— એ ચાલ.

તિમિરને સોંપવું સારૂં;
ઊંડા અંધાર ઓ કાળા!
હૃદયની બતાવું હું જ્વાળા. ૬
હતી અજ્ઞાન હું બાળકી
રમતમાં કાળ સુખે ગાળતી;—
અરે! હું હેવીને હેવી
રહી હોત તો સુખી કે'વી!— ૭
પછી કોઇનો બાળ ન્હાનો
બીજા ઘરમાં મરણ પામ્યો,
અને મુજ માતપિતા તો ત્યહાં
કળારોળ શો મચાવી રહ્યાં! ૮
પછી મુજને બધાંએ મળી
વિના અપરાધ વિરૂપા કરી;
પૂછું કારણો,—ન કો બોલતાં,
મ્હને રોતી દેખી રુવે એ બધાં ૯

*　　　*　　　*

પ્લવઙ્ગમ.

એક મનોહર સાંઝ નદીતીરે ઊભી
હું જોતી ચંદા જ નદીજળમાં ડૂબી;
મૂકી ઘડુલો જળે તરતો શી હસું!—
હેવામાં કો યુવા આવી બોલ્યો જ શું? ૧૦

દ્રુતવિલમ્બિત.

'મધુર સુન્દરિ! ત્હેં મુજ ચિત્તને
હરી લીધું સહસા અલિ! તે દિને
ઉપવને મીઠું ગાન મચાવીને,—
રહી છૂપો પીધું મ્હેં અમીપાનને; ૧૧

સુખનું પાન પૂરું મીઠી ! દે હવે,
નવ તજું તુજને કદિ કો ભવે.
કર મનોહર કઙ્કણ શોભશે;
નયન અઞ્જન સુન્દર ઓપશે; ૧૨
વિમલ ભાલવિશે શુભ ચાંદલો
રસીલી કુઙ્કુમથી કરિયો ઝીણો
વિમલ આ હૃદયે સ્થિર પ્રેમ જે
'અચલ ચિહ્ન જ ત્હેનું ભલે રહે.' ૧૩

રેખતો.

સુણી હેવી મધુરવાણી
રસિક એ મનોહર યુવાની
રગેરગ જો ! રુધિર ઊછળ્યું,
હૃદય ધબક્યું,—ન મ્હેં કંઈ કળ્યું. ૧૪
કર્યું વિષપાન અમી માની,
યુવકની ઠગાઈ ન પિછાણી;
વિષજ્વાળ આ હૃદયમાંહિં
ઊંડી રેડી ગયો ક્યાંહિં. ૧૫

× × ×

તદપિ આ બાળકી મ્હારી
હૃદયને કંઇ ઠારનારી:
મીઠી મ્હારી ! તું સાંભળજે,
શુચિ પ્રેમનું તું તો ફળ છે; ૧૬
તુજ જનકની હું છું સાચે
પત્ની સાચી હજી આજે;
જગત ભૂંડું ભલે ભસતું,
મ્હને મુજ ચિત્ત નથી ડસતું. ૧૭

અરે! પણ ઓ જગત નિષ્ઠુરા!
સુતામાતને કરી વિખુટાં
પાપભાર શો તું શિર ધારે!
બાળ ધાવતાં છૂટાં પાડે! ૧૮

અરે! આ પ્રેમભર સ્તનથી
પય ન પાવું બાળને કદી—
કરે આજ્ઞા જગત હેવી,
જગતની રીતિ એ કે'વી! ૧૯

મૉઠી મ્હારી! ઇતર સ્તનનું
કરી પાન વાળજે મન તું;
ગમે ત્હાં વસીશ તું બાળકી!
પ્રેમપાન્હો હૃદય મુજ થકી ૨૦
સતત તુંભણી જશે વ્હેતો,
જગત રોકી ના સકે એ તો;
અરે! પણ તું મુઝાશે ઘણી,
છતી માએ નમાઈ બની. ૨૧

અહો તારલા! ત્હમે દીઠી
મુજ શુચિપ્રેમસરિત મીઠી;
સરિત એ વિશે ઊગી નીકળી
મધુરી આ કમળની કળી; ૨૨
કળી એ સોંપું છું આજે
સદય સંભાળને કાજે;
ખીલવજો પ્રેમ પૂરીને,
કરમવા ન દેશો મધુરીને;— ૨૩
અને આ કાળી ઘન રાત્યે
અબલ પર જગતના જુલમ સાટે

રુપેરી આંસુની ધારા
ત્હમે રેડજો ગગનતારા !" ૨૪

અનુષ્ટુપ.

બોલતાં બોલતાં આમ અર્ધગદ્‌ગદ કણ્ઠથી
યુવતી આંસુડાં ઢાળે;–સહસા થોભી કાં જતી ? ૨૫

ઉદ્ગાર.

"કો'નો ઙ્હણે પગરવ થાય ?—
વ્હાલા ! હવે ન આંહિં ટકાય;
આજે છાતીથી કરું છૂટી,
જીવન ગ્રન્થિ આપણી તૂટી. ૨૬
નિર્મલ થજે માડી સરીખી,
પણ ભોળી થઈશ નવ મીઠી !
છેલ્લાં ચુમ્બનો મધુરાં જ
લઉં લઘુ અધરપુટપર આજ; ૨૭
મૂઢ અભાગણી તુજ માત–
કેરી ગૂઢ કાળી વાત
જગમાં કોઈને કો કાળ
ના કહી દઈશ, વ્હાલી બાળ !" ૨૮

અનુષ્ટુપ.

ભીંતમાં પેટી રાખેલી બાળ–ત્હેમાં મૂકી દીધું
મૂકતાં મૂકતાં માતે એક ચુમ્બન જો ! કીધું. ૨૯
ખશેડી પેટી એ દીધી, ઘંટનાદ થયો તહિં;
અંધારે યુવતી ચાલી, જોયું પાછું ફરી નહિં. ૩૦

# ઠગાયલી વિધવા અને ત્હેનું માંદું બાળક

ખાંયણાની ચાલ.

"મ્હારી બાળકી અમરભુમિથી આવી રે બાઇ,
સંદેશા કાંઈ લાવી ઝળકતી આશના
કે'વા ! ૧
ઊંડે અંધારે ડુબી ત્હારી માડી રે બાઈ,
આવી તું ત્હેને તારાકણી આશ્વાસના
દેવા. ૨
આ હઇડાને ઉઝડ કરી જે'ણે મૂક્યું રે બાઈ,
કાંટાભરેલાં કડવાં વાવ્યાં ઝાંખરાં
માંહિ. ૩
ત્હેણે અજાણ્યે એ ઝાંખરાંમાં ઉગાડી રે બાઈ
મધુર એક કળી; નસીબ ખૂલ્યાં મુજ રાંકનાં
કાંઈ." ૪

દોહરા.

આમ મધુરરવગાનથી હાલેડાં એ ગાય
સિન્ધુતટે એકાન્તમાં પર્ણકુટીની માંહ્ય, ૫
ગર્જતો અટકી રહે ઘડી ઘડી સિન્ધુ મહાન
ઊંડું, મધુરું, નિર્મળું સાંભળવા એ ગાન, ૬

ખાયણાની ચાલ.

" મોંઘી કળી એ કષ્ટ કરી મ્હેં ઉછેરી રે બાઈ,–
આવ્યો લેવા ઉખેડી આ રાક્ષસ કારમો
કોણ ?— ૭

વસન્તતિલકા.

રે હાય ! રાક્ષસ ! કરાલ પસારી પાંખો
મ્હેં વ્યોમમધ્ય ઉડતો હમણાંજ ઝાંખ્યો;

આવી અહિં ક્ષણ જ દ્વારમહિંથી નાઠો;—
ઓ બાળકી ! નહિંજ નિર્ભય સ્થાન આ તો. ૮

અનુષ્ટુપ.

છાનીં ર્‌હે, છાનીં ર્‌હે, બેટી ! પીડા કો'ણે ત્હેને કીધી ?
મુવા તાવે કદી સૂવા નિરાંત્યે ના ત્હને દીધી. ૯

ગરબી. ×

ભૂંડા જગત થકી હું ત્રાશી આવી એકાન્તે રે
બની ઘોર-અરણ્યનિવાસી રહી મન શાન્તે રે. ૧૦
જોઈ, બાળકી ! તુજ મુખ સ્હામું મ્હેં મન વાળ્યું રે,
તુજ જનકનું કપટ નકામું મનમાં ન આણ્યું રે. ૧૧
હવે તું મુજ એક આધાર ફ્રશી રોગ ભૂંડે રે,
કીધા ઔષધના ઉપચાર સૂઝ્યા જે મુને રે. ૧૨
હવે સૂઝે ન કાંઇ ઉપાય કો'ને પૂછું રે ?
મુજ બાળકીને શું થાય ? ભયે કમ્પું છું રે.— ૧૩

સાખી.

ઓ રે ! પેલો આવિયો રાક્ષસ પાછો આમ !—
જા ભૂંડા ! તું જા ! અહિં ત્હારું કાંઈ નથી રે કામ.— ૧૪

મૂળની ચાલ.

હવે કોણ થશે રે સહાય મુજને આ વનમાં રે ?
મ્હારી કળીને જો ! લઈ જાય રાક્ષસ ક્ષણમાં રે. ૧૫
ત્હને પૂછું પાય પડીને, વસે તું કયાંહિં રે ?
શિદ લેવા કુમળી કળીને આવ્યો તું આહિં રે ?" ૧૬

અનુષ્ટુપ.

**ધીર ગમ્ભીર નાદે ત્યહાં દીધો ઉત્તર રાક્ષસે,**
**કમ્પતી યુવતી ઊભી સુણતી ગૂઢસાધ્વસે. ૧૭**

× 'જમુનાજળ ભરવું મ્હારે કુંવર કન્હૈયા રે' એ ચાલ.

વસન્તતિલકા.

"ઓ બાળકી મનુજની ! હજી અજ્ઞ તું છે !
શો પ્રશ્ન આ સરલભાવભરી તું પૂછે ?
આ ભૂમિ ને અમરભૂમિતણે સિમાડે
છે વાસ ગૂઢ મુજ, ત્ય્હાં વસું સર્વ કાળે; ૧૮

નિત્યે ફરું મનુજલોકની વાડી માંહિ,
ચૂંટું કળી કુમળી ત્યાંહિં અસંખ્ય કાંઇ,
ચૂંટું વળી કુસુમ કાંઇ ખીલ્યાં ન ખીલ્યાં.
ને કો પ્રફુલ્લ, વળી કો કરમી ગયેલાં; ૧૯

આ ખોપરી પછી જ એ કુસુમે ભરેલી
લેઇ ઊડું અમરભૂમિ જહિં છ પેલી,
ને દિવ્ય નાથ મુજ ને તુજ ત્ય્હાં વિરાજે
ત્હેને સમર્પું કુસુમો સહુ એહ સાચે; ૨૦

ને સર્વ એ કુસુમ લેઈ અપૂર્વ રૂપ
રેલી રહે વિવિધ સૌરભ જો અનુપ !—
દીસું ત્હને અહિં ભયાનક કાંઇ આજે,
છે સત્યરૂપ તદપિ મુજ રમ્ય સાચે." ૨૧

અનુષ્ટુપ.

એ ક્ષણે યુવતીકેરી દૃષ્ટિયે મૃત્યુની છબિ
ભયદા બદલાઈને રમ્યરૂપ ધરી ઊભી; ૨૨

દિવ્યદૂત બની ઊભો તજી રાક્ષસરૂપને,
કરસ્થ ખોપરી પેલી સ્વર્ણછાબ જ જો ! બને. ૨૩

"ક્‌હે, બાલે ! મૃત્યુ હુ કે'વો રમણીય દીસું હવે !"
સુણી યુવતી થાતી કાંઈ તત્પર બોલવે. ૨૪

* રેખતો.

"અહો મૃત્યુરાજ ! ત્હેં આજે
બતાવ્યું સ્વરૂપ જે સાચે,
મ્હને પ્રિય તે ખરે લાગ્યું;
હવે એક આપ્ય તું માગ્યું;— ૨૫
કુમળી મુજ બાળકીને તજી
મ્હને તું ઉપાડી લે ને હજી.
સતી મદ્રરાજતનયાને
પતિ સત્યવાન્ જીવનદાને ૨૬
દીધો પાછો સદય ત્હેં થઈ,
દયા છૂપી હૃદય તુજ રહી;
વિનંતિ આ નથી માહરી,
કંઈ માદ્રીસમી આકરી. ૨૭
કળી મુજ બાળકી ઊજળી;
તદપિ જગનાથ દયાનો નિધિ
સ્વીકારે સારી નરસી બધી ૨૮
અને, પેલા કપટિયે પૂર્યો
મલિનકીટ એક મુજમાં ઊંડો,
મ્હને કોરતો નિરન્તર એ
થશે દગ્ધ નાથને ચરણે." ૨૯

અનુષ્ટુપ.

બોલતાં બોલતાં આમ માયાચિત્ર ગયું ઊડી;
તેજસ્વી વિકસ્યા નેનો યુવતી વિસ્મયે પડી; ૩૦
દૃષ્ટિ નાંખી પછી વેગે બાળની ભણી બ્હાવરી,
શબરૂપ શિશુ દેખી મૂર્ચ્છાએ પડી સુન્દરી. ૩૧

* "અહા પૂરી ખીલી ચંદ્રા !"—એ ચાલ.

# ✓બે સ્વપ્નદર્શન

ઉદ્ધોર.

આ સંસારદુખ – અણ્ગાર—
કેરો હૃદય ભરિયો ભાર;
શોકે મર્મ ઊંડાં હાય !
ના હોલાય, ના ફેલાય.
બળથી દાબવા મથું જેમ,
અધિકો ધૂમ ધૂંધવે તેમ,
મુંઝાઇ બનું નિરુપાય,
હઈડું અધિક વિંહ્વલ થાય.
હેવી અવશ સ્થિતિમાં છેક
ઘેરી મચ્યરજની એક
નિકળી ચાલિયો અસહાય,
પેઠો ઘોર રજની માંહ્ય.
ભીષણ ઘુવડ કેરા શોર
ધરતી તરુઘટાઓ ઘોર
ભેદી ચાલિયો ગતિમન્દ,
સુણતો પગતણા પડછંદ.
ઊંચી એક ગિરિની કરાડ
ઊભી ઝઝૂમી સિન્ધુકિનાર,
ઊભો આવી હું એ ઠામ,
હૃદયે પીડ છે ઉદ્દામ.
ઊંચે નભગુહા ગમ્ભીર
લીંપી તિમિર શ્યામશરીર;

નીચે ગાજતો અવિરામ
સિન્ધુ રમે તિમિરશું આમ. ૬
નભ ને સિન્ધુ એકાકાર
કરતું ગૂંથીને અંધાર
વેરે તા ર લા - અ ણ ગા ર,
નભમાં, સિન્ધુમાં, સહુ ઠાર. ૭

સોરઠા.

જોતાં સુણતાં આમ નિદ્રાતિમિરે ઘેરિયો;
કાલત્રય તે ઠામ લુપ્ત થયું ક્ષણવારમાં. ૮
અપૂર્વ સાક્ષાત્કાર અનુભવતો મુજ આત્મ ત્ય્હાં;
દિવ્યપુરુષ તે વાટ ઊભો કો મુજ આગળે. ૯

ઉધોર.

દીઠું દિવ્યસરિખું રૂપ,
માયા મોહનીનો કૂપ;
કોમળ સાન્ધ્યઘનના રંગ
કેરું વસન વિંટ્યું અંગ. ૧૦
ઝીણી પાંખ બે ઝળકંત
રંગ ગુલાબી મન્દ ધરંત;
માંહિં વેરિયા ચમકંત
ઝીણા તારલા શું અનન્ત ! ૧૧
શિરપર ઇન્દ્રધનુષ સુહાય,
કોમળ ઉષા સરિખી કાય.
વીણા કરવિશે અદ્ભુત
ઊભો દિવ્ય ધરી એ દૂત; ૧૨

તુમ્બી કદુતણી બની જેહ.
રંગી ચન્દ્રિકાથી તેહ;
તન્ત્રી શશિકિરણની બાંધી
વીણા મોહજનની સાધી. ૧૩
નભમાં શ્યામ મેઘની માળ,
ચન્દ્રે રંગી જેની કિનાર,
હેવા મેઘગિરિને શૃઙ્ગ
ઊભો દૂત ઉજ્જવલ-અંગ. ૧૪

સોરઠા.

નિરખીને નિર્વેદ વદને મુજ છાયો ઘણો,
અતિશય ધરતો હેત વદિયો દિવ્ય પુરુષ ત્યહાં. ૧૫
દિવ્ય મધુરે કણ્ઠ કરતો અદ્‌ભુત ગાન એ,
વીણામાંથી અનન્ત સ્વર મૌકિતક વરસાવતો. ૧૬

× ગરબી.

"ઊઠ્ય, ઊઠ્ય, મનુજના બાળ ! કાં તું સૂતો રે ?
હોલવવા તુજ દુઃખઝાળ આવ્યો છું હું તો રે. ૧૭
સંસારદુઃખ—અમ્બાર તુજને પીડે રે,
ધારી એ શિરપર ભાર દબાયો શું હીંડે રે ? ૧૮
નાંખી દે એ કણ્ટપુઞ્જ, તજી નિઃશ્વાસો રે
થા તું સજ્જ જવા સુખકુઞ્જ, જ્યહાં દિવ્ય વાસો રે. ૧૯
જો તું, દેખાડું અમૃતદ્વીપ તુંને કાંઈ રૂડા રે;—
પેલા દિવ્ય જો તારકદીપ નભમાંહિં ઊંડા રે. ૨૦
તુંને ભાસે એ તેજબિન્દુ નિરર્થક પડિયા રે,
પણ એ તો આનન્દસિન્ધુ સુખદ્વીપ જડિયા રે. ૨૧

× 'અમદાવાદ નામે આજ શહેર છે સારું રે'—એ ચાલ.

મર્ત્યજીવન કેરો પંથ કણ્ટકભરિયો રે,
હેનો નાવે સુખમય અન્ત કેમે કરિયો રે. ૨૨
એહ કણ્ટક-વ્રણના ઉપાય ધર્મ બતાવે રે,
વ્યર્થ એ, આ જીવનમાંહ્ય કામ ન આવે રે, ૨૩
એહ કણ્ટક પૂરા ચીરે ચરણો જ્યહારે રે,
પછી જાજો ધીરે ધીરે દિવ્યકિનારે રે! ૨૪
એમ ધર્મ તુંને તો ફસાવે દીર્ઘ આશ દેતો રે;
શીઘ્ર પંથ ન એકકે બતાવે અન્ધ ધર્મ એ તો રે. ૨૫
અને વીંધાયા ચરણે પેલા દિવ્યકિનારા રે
થાશે કનકવાળુએ ભરેલા છતાં એ અકારા રે. ૨૬
ત્યહારે થા તું ઝટ આરૂઢ આ મુજ પાંખે રે,
લઈ જાઉં જ્યહાં પેલા ગૂઢ દ્વીપો ઝાંખે રે." ૨૭

ઉથોર.

ગાઈ એમ મીઠું ગાન
દૂતે લીધું હરી મુજ ભાન;
ફાંસ્યું રજતરશ્મિ બાંધી
નાવડું અર્ધચન્દ્રનું ત્યહાંથી. ૨૮
ચઢિયો નાવ હું ધરી પ્રેમ,
દૂતે ખેંચી લીધું ક્ષેમ;
ઉજ્જ્વલ દૂત કેરી પક્ષ
ચઢિયો ધારી નિશ્ચલ લક્ષ. ૨૯
ઊડયો દૂત ત્યહાં ધરી વેગ;
દીઠા કનક-દ્વીપ અનેક;
ધરતો- દિવ્ય કુસુમ સુગન્ધ
સેવ્યો મ્હેં અનિલ કંઈ મન્દ. ૩૦

ને વળી દ્વીપમાંથી વ્હેતું
અમૃતશું ગાન લહરી લેતું,
હેવું દિવ્ય અદ્‌ભુત ગાન,
ત્હેનું શ્રવણ કીધું પાન. 31
હેવા ગાન સૌરભ ધારી
તારા દ્વીપ નભસંચારી
ચરણની સંગ મુજ ઘસડાય,
વેગે દ્રુત ઊડતો જાય. 32
હેવી દિવ્યરચના જોઈ
વિહ્‌વળ હું બન્યો, શુધ ખોઈ;
જોવા દ્વીપ એ અનવદ્ય
કૂદકો મારિયો મ્હેં સદ્ય. 33

સોરઠો.

ને જો ! કૂદતાં વાર સહસા ધબકારો કરી
પડિયો ઉદધિ–કિનાર, ખડક ઉપર હું જાગિયો. 34

ઉપજાતિ.

ગયા ઊડી ઉજ્જવલ દ્વીપ સર્વે,
ગાજી રહ્યો અમ્બુધિ પૂર્ણ ગર્વે;
માયાવી પેલો કહિં દ્રુત નાઠો,
અંધાર કાળું ફરી રેલ્યું આ તો. 35
અરણ્ય ઊંડાં ઉપકણ્ઠ ઊભાં,
ગમ્ભીર જે યોગ સમાધિ ડૂબ્યાં;
સમાધિનો એ કરતા જ ખણ્ડ
શા ઘૂઘવે આ અનિલો પ્રચણ્ડ ! 36

પ્રમત્ત એ મારુતગર્જનાને
ભેળી ગભીરી નિજ ઘોષણાને,
સુણી રહે અમ્બુધિ ધીર ધ્યાને
સંમિશ્ર એ ગર્જન એકતાને. ૩૭

અને સુણે તારકવૃન્દ પેલું
ઊંચે ચઢ્યું ને જળમાં ડૂબેલું—
ડૂબ્યો હું પાછો ઘનચિન્તને જો !
નિર્વેદ ને ખેદ થકી ભરેલો. ૩૮

\+ રેખતો.

સુખદ્વીપો ગયા ઊડી !
થઈ લુપ્ત ક્યહાં છબિ રૂડી ?
ફરી આ ઘોર અંધારે
પડ્યો હું દુઃખ-અન્ધ્ગારે. ૩૯

અરે અન્ધ્ગાર આ કાળા,
ન અંધારે દીસે જ્વાળા.
ધરી ઊંડી હૃદયમાંહે
કંઈ કારમી જ જ્વાળા એ, ૪૦

ફરું એકલો મનુજલોકે;
અરે કોણ આ જ્વલન રોકે ?
હૃદય – ઉદ્યાનભૂમિમાં
પૂરી એ જ્વાળ નિ:સીમા. ૪૧

તદપિ ઉદ્યાન કુસુમહાસે
હસતું સર્વ લોકને ભાસે;

\+ "અહા પૂરી ખિલી ચંદા"—એ ચાલ.

ન દેખે કો દીધી પૂરી
ધગે જ્વાળા હ્રદય ઊંડી. ૪૨
અને તોય કોઈ દિન એ તો
પ્રબળ વેગે ગતિ લેતો
થશે જ્વાળામુખી કારમો
હ્રદય ભેદતો, ન જાશે શમ્યો, ૪૩
બન્યા અહ્‌ગાર ભવદુઃખના,
નહિં જે થશે કદી એ ફના.
જીવન આ ભર્યું જ અહ્‌ગારે,
ગણ્યા જે જશે કહો ક્યહારે? ૪૪
પ્રિય જનોનો વિરહ ભૂંડો,—
દહે અહ્‌ગાર એ ઊંડો.
ખરે જેમ પાનખર પાનડાં,
હરે તેમ મોત પ્રિય જો બધાં; ૪૫
અને પ્રિય કો હ્રદય વશિયાં
પ્રતિધ્વનિ દે ન તે રસિયા;
કહી 'પ્રિય' નાહિં બોલાએ;—
ન એ અહ્‌ગાર હોલાએ. ૪૬
પ્રિયજનોને દુઃખે ડૂબ્યાં
નિરખવાં રહી તટે ઊભાં;
જવા ઝંપલાવી ત્હેની કને
હ્રદય ઉત્કણ્ઠ યદપિ જો! બને, ૪૭
તદપિ ના જવાય ન થોભાએ,
મદદ નૌકા ન નંખાએ;
થવું એમ વ્યર્થ દુખભાગી,
હ્રદય ડંડોં ઝાળ એ લાગી. ૪૮

પ્રમત્ત એ મારુતગર્જનાને
ભેળી ગભીરી નિજ ઘોષણાને,
સુણી રહે અમ્બુધિ ધીર ધ્યાને
સંમિશ્ર એ ગર્જન એકતાને. ૩૭

અને સુણે તારકવૃન્દ પેલું
ઊંચે ચઢયું ને જળમાં ડુબેલું—
ડૂબ્યો હું પાછો ઘનચિન્તને જો !
નિર્વેદ ને ખેદ થકી ભરેલો. ૩૮

+ રેખતો.

સુખદ્વીપો ગયા ઊડી !
થઈ લુપ્ત ક્યહાં છબિ રૂડી ?
ફરી આ ઘોર અંધારે
પડયો હું દુઃખ-અહ્‌ગારે. ૩૯

અરે અહ્‌ગાર આ કાળા,
ન અંધારે દીસે જ્વાળા.
ધરી ઊંડી હૃદયમાંહે
કંઈ કારમી જ જ્વાળા એ, ૪૦

ફરું એકલો મનુજલોકે;
અરે કોણ આ જ્વલન રોકે ?
હૃદય – ઉદ્યાનભૂમિમાં
પૂરી એ જ્વાળ નિઃસીમા. ૪૧

તદપિ ઉદ્યાન કુસુમહાસે
હસતું સર્વ લોકને ભાસે;

---

+ 'પૂરી ખિલી ચંદા'—એ ચાલ.

ન દેખે કો દીધી પૂરી
ધગે જ્વાળા હૃદય ઊંડી. ૪૨
અને તોય કોઈ દિન એ તો
પ્રબળ વેગે ગતિ લેતો
થશે જ્વાળામુખી કારમો
હૃદય ભેદતો, ન જાશે શમ્યો, ૪૩

બન્યા અહ્‌ગાર ભવદુઃખના,
નહિં જે થશે કદી એ ફના.
જીવન આ ભર્યું જ અહ્‌ગારે,
ગણ્યા જે જશે કહો ક્ય્હારે? ૪૪
પ્રિય જનોનો વિરહ ભૂંડો,—
દહે અહ્‌ગાર એ ઊંડો.
ખરે જેમ પાનખર પાનડાં,
હરે તેમ મોત પ્રિય જો બધાં; ૪૫

અને પ્રિય કો હૃદય વશિયાં
પ્રતિધ્વનિ દે ન તે રસિયા;
કહી 'પ્રિય' નાહિં બોલાએ;—
ન એ અહ્‌ગાર હોલાએ. ૪૬
પ્રિયજનોને દુઃખે ડૂબ્યાં
નિરખવાં રહી તટે ઊભાં;
જવા ઝંપલાવીં ત્હેની કને
હૃદય ઉત્કણ્ઠ યદપિ જો! બને, ૪૭

તદપિ ના જવાય ન શોભાએ,
મદદ નૌકા ન નંખાએ;
થવું એમ વ્યર્થ દુખભાગી,
હૃદય ઠંડી ઝાળ એ લાગી. ૪૮

સરિત શારીર સૌન્દર્યની
દુરાચારપઙ્કકલુષા બની;
સુજનતા વિનીત અથડાએ,
અને ધૃષ્ટ દુષ્ટ ઊંચે જાએ; ૪૯

કપટ, દ્વેષ, ને કલહ ક્રૂરા
જગતમાં અરે! વસ્યા પૂરા;
હીણી ઇર્ષ્યા વિષેથી ભરી,
અને અકૃતજ્ઞતા આકરી;— ૫૦

બધા એ દહે જ અંગારા;
હૃદય રેલતા હૂની ધારા.—
સુખદીપો ગયા ઊડી!
રહ્યો અંધાર હું બૂડી. ૫૧

સોરઠો.

કરતો ચિન્તન એમ હું નિદ્રાખોળે પડયો;
નિદ્રાએ ધરી પ્રેમ વિસ્મૃતિપટ હોરાડિયું. ૫૨

ઉદ્ધોર.

નિદ્રાવસ્થ સૂતાં આમ
ચિતરાયું ફરી અભિરામ
બીજું ચિત્ર અદ્દ્ભુત એક
મુજ મનનયન આગે છેક. ૫૩

પેલી પૂર્વમૂર્તિથી ભિન્ન
દીઠો દિવ્યપુરુષ જ અન્ય;
ગંભીરી ઘણી મુખકાન્તિ
નયને શી ભરી શીળી શાન્તિ! ૫૪

મુખપર શાન્ત સ્મિત લ્હેરાય;
ઝળકે દિવ્ય ઉજ્જવળ કાય;
ભ્રૂયુગ ચિન્તનોનો ભાર,
ધારે તોય કંઈ ઝળકાર! ૫૫

ઝળકે ઉષાસરિખા કેશ,
ચુમ્બે ભવ્ય સ્કન્ધપ્રદેશ;
ઊજળું દૂધસરિખું જ્યહાંય
કોમળ પક્ષયુગ સોહાય. ૫૬

તેજસ્વી વિપુલ વળી ભાળ,
તેપર દિવ્ય પુષ્પનોં માળ;
મધ્યે શુક્રતારક રમ્ય
ચુમ્બે ભાળમાં પ્રતિબિમ્બ. ૫૭

ચળકંતાં વસન શુભ કાંઈ;
કરમાં સ્ફટિકદણ્ડ સુહાય;
બીજે કર ધર્યો ધ્વજ એક
'શ્રદ્ધા શાન્તિ' નો જહિં લેખ ૫૮

ઉજ્જવલ રજતપુઞ્જસમાન
તરતું ધૂમકેતુ વિમાન,
ચામર ધવલ જે'નું ભવ્ય,—
તેપર દૂત બેઠો દિવ્ય. ૫૯

સોરઠો.

કોમળ કર મુજ અઙ્ગ ફેરવીને કંઈ પ્રેમથી,
વહીં માધુર્ય અભઙ્ગ ગાવા દૂત જ લાગિયો:— ૬૦

× દેશી.

“જાગી જો તું મનુજના બાળ રે, પેલા દિવ્ય કિનારા!
ઝળકે જ્યોત્સ્નામય શા વિશાળરે, પેલા દિવ્ય કિનારા! ૬૧

દૂર પડ્યા દિવ્ય દેશ એ રે, મધ્યે ગાઢાં અરણ્ય;
કઠણ કરાડો ચઢવી ઊતરવી, ત્યહાં જાવાનો માર્ગ ન અન્ય રે.
પેલા દિવ્ય કિનારા! ૬૨

ઊંચા આ ગિરિશૃઙ્ગથી રે દીસે કિનારા એ દૂર,
ગાજે જ્યહાં ગંભીરું મધુરું પેલું અમૃતત્વસિન્ધુનું પૂર રે.
પેલા દિવ્ય કિનારા! ૬૩

પંથ અરણ્ય ચીરી જતો રે અન્તે ઊંચી જ્યહાં કમાન,
દ્વારપાલ મૃત્યુનામક ઊભો; જાવું તે મહિંથી અવસાનરે.
પેલા દિવ્ય કિનારા! ૬૪

માર્ગ દીસે આ શિખર થકીરે શીઘ્ર જવાના અનેક,
તે સર્વ ગુપ્ત જ ગર્ત વિષે જઈ અટકે; સાચો ન એ તો એક રે.
પેલા દિવ્ય કિનારા! ૬૫

માટે તું થા સજ્જ ધૈર્યથી રે દીર્ઘ પ્રયાણને કાજ;
કણ્ટક ચરણે પથમાં સરે તો પાછો ન વળ્ય તું સહસા જ રે.
પેલા દિવ્ય કિનારા! ૬૬

એહ કિનારે દિવ્ય વાલુકા રે ધારે અદ્‍ભુત પ્રભાવ;—
સ્પર્શતાં વાંત જાય રૂઝાઇ ભવકણ્ટકના સહુ ઘાવ રે.
પેલા દિવ્ય કિનારા! ૬૭

ધ્વજપટ મુજ આ શીતળો રે અદ્‍ભુતગુણનિધાન,
હૃદય વિશે વિસ્તારી પાથરતાં ભવ–અઙ્ગાર પામે નિર્વાણ રે.
પેલા દિવ્ય કિનારા! ૬૮

---

× “ત્હારું ગોકુળ જોવાને આવ્ય રે મથુરાંના વાસી.”—એ ચાલ.

ભસ્મ થઈ એ અહંગારની રે વેરતાં હૃદય–ઉદ્યાન,
પુણ્યતરુ ઝટ કુસુમિત થાશે, થાશે ફલિત જતાં અવસાન રે.
પેલા દિવ્ય કિનારા!" ૬૯

ઉપજાતિ.

હેવું વદી દિવ્યપુરુષ શોભ્યો,
મુખે દૃઢાસ્થાગુણ દીપ્ત શોભ્યો;
ઊંચો કરી સ્ફાટિકદણ્ડ વીંઝયો,
અને દિશા સર્વ પ્રકાશતી જો ! ૭૦

ઊંચી કરાડો, વળી ખીણ નીચી,
અરણ્ય ગાઢું સૂતું નેન મીંચી,—
સમસ્ત વસ્તુ ડૂબી દિવ્ય તેજે,
દીઠો મહામાર્ગ પછીથી સ્હેજે. ૭૧

ટુંકા પથો તે ભ્રમમાત્ર દેતા,
અંધારકૂપો મહિં જેહ વ્હેતા;
સુગુપ્ત તે કૂપ હવે જણાયા;—
એ જ્યોતિયે સર્વ વિલોપી માયા. ૭૨

અન્તે વદ્યો દિવ્યપુરુષ વાણી,
લંબાવતો ઉજ્જવલ દીર્ઘ પાણિ,
બતાવતો સ્ફાટિક દણ્ડથી તે
છબિ અમોલી ક્ષિતિજે બની જે.— ૭૩

સોરઠો.

"જો રચના કંઈ દૂર દિવ્ય આશ દર્શાવતી !
ઉજ્જવલ તેજઃપૂર ઉષા સનાતન ઊગી જો !"

× દેશી.

"જાગી જો તું મનુજના બાળ રે, પેલા દિવ્ય કિનારા!
ઝળકે જ્યોત્સ્નામય શા વિશાળ રે, પેલા દિવ્ય કિનારા! ૬૧

દૂર પડ્યા દિવ્ય દેશ એ રે, મધ્યે ગાઢાં અરણ્ય;
કઠણ કરાડો ચઢવી ઊતરવી, ત્યહાં જાવાનો માર્ગ ન અન્ય રે.
પેલા દિવ્ય કિનારા! ૬૨

ઊંચા આ ગિરિશૃઙ્ગથી રે દીસે કિનારા એ દૂર,
ગાજે જ્યહાં ગંભીરું મધુરું પેલું અમૃતત્વસિન્ધુનું પૂર રે.
પેલા દિવ્ય કિનારા! ૬૩

પંથ અરણ્ય ચીરી જતો રે અન્તે ઊંચી જ્યહાં કમાન,
દ્વારપાલ મૃત્યુનામક ઊભો; જાવું તે મહિંથી અવસાન રે.
પેલા દિવ્ય કિનારા! ૬૪

માર્ગ દીસે આ શિખર થકી રે શીઘ્ર જવાના અનેક,
તે સર્વે ગુપ્ત જ ગર્ત વિષે જઈ અટકે; સાચો ન એ તો એક રે.
પેલા દિવ્ય કિનારા! ૬૫

માટે તું થા સજ્જ ધૈર્યથી રે દીર્ઘ પ્રયાણને કાજ;
કણ્ટક ચરણે પથમાં સરે તો પાછો ન વળ્ય તું સહસા જ રે.
પેલા દિવ્ય કિનારા! ૬૬

એહ કિનારે દિવ્ય વાલુકા રે ધારે અદ્ભુત પ્રભાવ;—
સ્પર્શતાં વાંત જાય રૂઝાઇ ભવકણ્ટકના સહુ ઘાવ રે.
પેલા દિવ્ય કિનારા! ૬૭

વ્યજનપટ મુજ આ શીતળો રે અદ્ભુતગુણનિધાન,
હૃદય વિશે વિસ્તારી પાથરતાં ભવ-અઙ્ગાર પામે નિર્વાણ રે.
પેલા દિવ્ય કિનારા! ૬૮

× "મ્હારૂં ગોકુળ જોવાને આવ્ય રે મથુરાંના વાસી."—એ ચાલ.

સ્વચ્છન્દવિહારરતા કદી એ કેમ હું
પારધિના પાશ વિશે પડું મુદ હદે ધરી રે લોલ?"

અનુષ્ટુપ્.

ગીત ગાતી મીઠું મુગ્ધા સુન્દરી માછીંની સુતા
નચાવી નાવડું આવે, એકલી એહ કન્યકા. ૪

વસન્તતિલકા.

કો કોકિલા વનવને ઊડતી જ હર્ષે
માધુર્ય કણ્ઠ મહિંથી અવિરામ વર્ષે;
હેવો ભર્યો મધુર આ રવ આમ રેલે,
મોંઘું અમી સરિતના જળમાંહિં રેડે. ૫
સન્ધ્યાનું તેજ સરિતાજળમાં પૂરાયું,
ચંદાનું તે ઉપર કાંઈ ઝીણું છવાયું,—
એ તેજસંગમ વિશે રવ એહ તર્તો;-
ને તીરકુઞ્જ છૂપી શાન્તનુ પાન કર્તો. ૬

દ્રુતવિલમ્બિત.

કૂદતું નાચતું નાવડું આવતું,
અતિમનોહર સુન્દરી લાવતું,
અનુપ ગીતસુધા વરસાવતું,
નૃપતિ શાન્તનને લલચાવતું. ૭

નાવડું તટને સ્પર્શ્યું; સહસા તીરકુઞ્જથી
રાજા પાસે ધશી આવ્યો;-મુગ્ધા થોભી જ ગુઞ્જતી ૮
લજ્જાએ રંગ પૂરીને ગુલાબી મૃદુ ગાલમાં
સન્ધ્યાના મુખની શોભા હરી છે ક્ષણવારમાં. ૯

સુણી વેણુ હું ઊઠચો જાગી,
નજર પૂર્વવ્યોમમાં નાંખી;
સુરભિગન્ધિ કુસુમ ચૂમતી
ઉષા આવી જ રુમઝુમતી ! ૭૫
જલધિજલમાં દીઠી ન્હાતી
ગગનસુન્દરી શી મલકાતી !
મધુર ગાન ભાવિનાં ગાતી
ઉષા આવી અમી પાતી ! ૭૬

## મત્સ્યગન્ધા અને શાન્તનુ.

×ગરબી.

"સન્ધ્યારંગિતસરિતા ઉર સ્વચ્છન્દમાં
નાચી રમતી લહરી છું હું વિલાસિની રે લોલ;
રમતી નાચતી કાલ્યે સિન્ધુતરંગમાં
ગૂંથાઈ સૂઈશ ગાતી શુચિહાસિની રે લોલ.
વિશાળ વ્યોમજળે તરતી આનન્દમાં
મુગ્ધ કપોતી છું હું ઉચ્ચવિહારિણી રે લોલ;
ચિન્તા નવ ધરું જરી એ શું ક્ષણ અન્યમાં
શિકારી કો મુજને કરશે ક્ષતધારિણી રે લોલ.
લીલાં વનમાં મનમાં આવે તેમ હું
દોડી રમતી મૃગલી છું જ મનોહરી રે લોલ;

---

× "અહા પૂરી ખિલી ચંદા"—એ ચાલ.

× 'આસો માસો શરદપુન્યમનો ચાંદ જો,
કાગળિયા લખતાં રે ચંદન ચોકમાં રે લોલ.'—એ ચાલ

સ્વચ્છન્દવિહારરતા કહીં એ કેમ હું
પારધિના પાશ વિશે પડું મુદ હૃદે ધરી રે લોલ?"

અનુષ્ટુપ્.

ગીત ગાતી મીઠું મુગ્ધા સુન્દરી માછીની સુતા
નચાવી નાવડું આવે, એકલી એહ કન્યકા. ૪

વસન્તતિલકા.

કો કોકિલા વનવને ઉડતીજ હર્ષે
માધુર્ય કણ્ઠ મહિંથી અવિરામ વર્ષે;
હેવો ભર્યો મધુર આ રવ આમ રેલે,
મોંઘું અમી સરિતના જળમાંહિં રેડે. ૫
સન્ધ્યાનું તેજ સરિતાજળમાં પૂરાયું,
ચંદ્રાનું તે ઉપર કાંઈ ઝીણું છવાયું,—
એ તેજસંગમ વિશે રવ એહ તર્તો;—
ને તીરકુન્જ છૂપી શાન્તનુ પાન કર્તો. ૬

દ્રુતવિલમ્બિત.

કૂદતું નાચતું નાવડું આવતું,
અતિમનોહર સુન્દરી લાવતું,
અનુપ ગીતસુધા વરસાવતું,
નૃપતિ શાન્તનુને લલચાવતું. ૭

નાવડું તટને સ્પર્શ્યું; સહસા તીરકુન્જથી
રાજા પાસે ધશી આવ્યો;—મુગ્ધા થોભીજ ગુન્જતી ૮
લજ્જાએ રંગ પૂરીને ગુલાબી મૃદુ ગાલમાં
સન્ધ્યાના સુખની શોભા હરીછે ક્ષણવારમાં. ૯

નદીપાર જવાકેરી રાજાની પ્રાર્થના તહિં
કર્તવ્યવશ એ બાલા તુચ્છકારી સકી નહિં. ૧૦
જાતાં મધ્યનદી રાજા હલેસું કરમાં ગ્રહે
શોભાવી નાવડું વાર્તા અન્તઃકરણની કહે. ૧૧

શિખરણી.

"કુરઙ્ગી એ મીઠી! હૃદયવન લીલું મુજ ઘણું,
વહેછે આજે ત્ય્હાં ઊછળી મધુરું પ્રેમઝરણું;
ફરી સ્વચ્છન્દે એ વનમહિં મૃગી! તું વિહર્યે ને!
મહિં એ નાચંતા ઝરણતણું તું પાન કર્યને! ૧૨
કપોતી! આકાશે ઊડતી મનમાની તું ભમતી,
પરંતુ ત્ય્હાં ગાજ્યો ઘન કદી, અને વીજ ચમકી,
ખરે તે વેળા તું થરથરી જઈ દીન બનશે;
ભલે તો તું ગાતી મુજ હૃદયકુઞ્જે સ્થિર વસે. ૧૩
રમન્તી સ્વચ્છન્દા સરિતલહરી ઓ મધુરી તું!
અરે શાને કાલ્યે જલનિધિતરઙ્ગે ભળી જવું?
અહિં આવ્યો પોતે કદી ઉદધિમોજો તુજ કને,
ભળી જા ને આજે! સ્વરૂપ ઝટ બે એક જ બને." ૧૪

અનુષ્ટુપ્.

મુગ્ધા મૂઢ બની ઊભી અબોલા ક્ષણવાર એ;
ક્યહાં? કોણ? શું? આ બોલે, જાણે નાહિં લગાર એ. ૧૫

વસન્તતિલકા.

નીચું નિહાળતી રહી જળમાંહિં બાલા;
શું એ ગણંતી તરતા પ્રતિબિમ્બતારા?

આકાશ, તીર, તરુવૃન્દ જ આસપાસે
મુગ્ધાની આંખ્યસમીપે તરતાં જ ભાસે. ૧૬

અનુષ્ટુપ્.

દૃષ્ટિયે દૃષ્ટિ ના જોડે, મુગ્ધા નિશ્ચલ જો ! ઊભી;
પોતે નાહિં જુવે હેવા વિચારોદધિમાં ડૂબી. ૧૭
સ્થિતિ આ નિરખી રાજા અર્ધમીલિત લોચને
મધુરું મધુરું જોતો સુન્દરીવદને હવે. ૧૮

દ્રુતવિલમ્બિત.

"અલિ અપૂર્વ મનોહર સુન્દરી !
હૃદયની કહું વાત ત્હને ખરી;
હૃદય આ ઊછળી ઊછળી દમે,
તુજ કૃપાવિણ એહ નહિં શમે. ૧૯
અણગણ્યા નભતારક આ બધા,
વળી સનાતન વ્યોમ ઉદાર આ,
સ્થિર ઊંડા મુજ પ્રેમની સાક્ષી દે,—
સુખનું પાન હવે મધુરાક્ષિ ! દે. ૨૦
અલિ ! તું જો,–મુજ પ્રાર્થનને પૂરું
દઈ રહી અનુમોદન ઊજળું
વિમલ વ્યોમ ફરંતી અતન્દ્રિતા
સ્મરસખી હસતી નવચન્દ્રિકા." ૨૧

વસન્તતિલકા.

પ્રીકી ઊડી જઈ જ ચાંદની વ્યોમમાંથી,
આવે ઉષા મૃદુ કપોલ ધરી ગુલાબી;

હેવી મનોજ્ઞ લહરી સ્મિત કેરી ઝીણી
મુગ્ધાતણા વદનમાં ઊગી જો ! નવીની. ૨૨
મીંચ્યાં કંઈ કંઈ ખોલ્યાં નયને અતન્દ્ર
મુગ્ધા જુવે જળ વિશે તરતો જ ચન્દ્ર;
ને દર્શનો વિવિધ જાગૃત–સ્વપ્નકેરાં
જોતી તરંત જળમાં કંઈ ચીતરેલાં. ૨૩

અનુષ્ટુપ.

પાસે પાસે જતો રાજા, સ્પર્શિયો, સ્પર્શિયો નહિ;
બોલી બોલ ન મુગ્ધા એ, સ્વસ્થાનેજ ઊભી રહી. ૨૪
લજ્જારેખા કપોલે જો ! મધુરી મધુરી પડે;
એ જ સંમતિ માનીને નૃપ સુન્દરીને અડે. ૨૫

દ્રુતવિલમ્બિત.

હૃદય સુન્દરીનું ધબકી રહ્યું
ઊછળી લોહી રગે રગમાં વહ્યું;
અનુભવી જ નવી સ્થિતિ સાધ્વસે,
જહિં કુતૂહલ હર્ષ વળી વસે, ૨૬
વિકસી રોમ રહ્યા મૃદુ ગાલમાં,
અધર કાંઈ સમીપ જ આવતાં,
સ્મિત મનોહર સુન્દરિયે કર્યું;—
નૃપતિ શાન્તનુનું ચિતડું ઠર્યું. ૨૭

## ઉત્તરા અને અભિમન્યુ.

અનુષ્ટુપ.

"ધાઓ, ધાઓ, અરે નાથ! ઉગારો અગ્નિઝાળથી."
લવતી ઝબકી જાગી નવોઢા આંસુ ઢાળતી. ૧

વસન્તતિલકા.

"મોંઘી કળી હૃદયની સુકુમાર મ્હારી !
કોણે ત્હને મધુર નીંદરમાંહિં ડારી ?
સૂતો સમીપ અભિમન્યુ પતિ પ્રચણ્ડ
તે ભૂલી કોણ રમતો અહિં મૃત્યુ સંગ ?" ૨
હેવું વદી જ રણધીર નવીન નાથ;
દાબે ધીરે ધણકતું ઉર ઉર સાથ;
ખીલી ગુલાબકળી ઝાકળબિન્દુ ધારે,
હેવા કપોલપર આંસુ ધીરે સમારે; ૩
ને સ્પર્શી ત્હાં અધરથી મૃદુભાવ ધારી
પૂછે ફરી ફરી પ્રિયાવદને નિહાળી:—
"શું છે ? મીઠી ! થયું શું ? આવડી કેમ કાંપી ?"
મુગ્ધા ફરી હૃદયસાથ ધીરેથી ચાંપી, ૪

અનુષ્ટુપ્.

ઉખેડી ભૂમિથી નેનો રોપિયાં પતિનેનમાં,
લસતાં દીર્ઘ પક્ષ્મોમાં ગૂંથાને આંસુડાં નવાં. ૫
કરી કણ્ઠ ઊંચો કાંઈ અબોલા ક્ષણ એ રહે;
પછી દીન બની સ્વપ્નાતણી વાર્તા બધી કહે.— ૬

ઉધોર.

"આજે નાથ ! બન્યું વિપરીત,
ત્હમને તે કહું શી રીત્ય ?
જાણે પુરુષવેશ જ ધારી
મ્હેં અશ્વે કરીછ સવારી; ૭
ધારી ધનુષબાણ હું ચાલી

મૃગયાકાજ વનપથ ઝાલી;
સુન્દર એક ત્યહાં સહકાર;
તેપર બેઠું છે સુકુમાર ૮
જુગલ કપોતકેરું મીઠું,
કરતું પ્રેમકેલિ દીઠું.
મૂર્ખી હું ખરે બની કાંઈ,
બીજું કાંઈ સૂઝયું નાહિં; ૯
ને શર ફેંકી નર તરુડાળ–
પરથી પાડિયો તત્કાળ;
સહસા ત્યાંહિં અગ્નિજ્વાળ
ઊપની કપોતીકેરે ભાળ; ૧૦
કૂદતો એહ અગ્નિ કરાળ
આવ્યો મુજ કને ભરી ફાળ;
જિવ્હા તીવ્ર નચવી અનેક
મુજને વીંટી વળિયો છેક. ૧૧
છોડી સર્વ બીજાં અંગ
અંબોડો ધર્યો નિઃશઙ્ક;
છળીને એકદમ પછી જાગી
કરવા રુદન હું તો લાગી.” ૧૨

સોરઠો.

એમ વદીને નાર સહસા આંસુ રેડતીઃ–
“સ્વપ્નાનો શો સાર હશે કારમો નાથ ! આ ? ૧૩
અભાગણી હું મોઈ ! ઊંધી મતિ શાણે સૂઝી ?
બીજું જડયું નહિં કોઈ ? કપોત પ્રેમી શેં હણ્યો ?” ૧૪

ત્હેનાથી બચાવો નાથ!
અબળાનો તજો નવ હાથ."

વસન્તતિલકા.

"છે એક જો! સબળ નિર્બળનો જ પાતા;
વ્હાલી! હવે સ્થિર થઈ ધર્ય ચિત્ત શાતા.–
જો! દેખું આ અસિ મ્હણે ચમકે અનન્ત,
ને ચિત્ત આ ચમકીને બન્યું વેગવંત."

દ્રુતવિલમ્બિત.

અધર વેગથકી અધરે અડી,
નૃપકુમાર, પ્રિયા અળગી કરી,
ત્વરિત અશ્વ પલાણી પળ્યો રણે;–
તુરગનાં પગલાં યુવતી સુણે.

અનુષ્ટુપ્.

દૃષ્ટિપાર થયો કાન્ત, પદઘોષ ગયો ડૂબી;
ભૂલી ત્રિકાલને મુગ્ધા અનિમેષ રહી ઊભી.

## રમણીયતાજનિત શોક.

વસન્તતિલકા.

એકાન્ત આ ગિરિતણા ઉદરે પડેલું,
સૂતું જ જાગતું સરોવર સ્વચ્છ પેલું;
આકાશ ભૂરું જળ નિર્મળમાંહિં ડૂબ્યું,
ઊંધે મુખે લટકતું તરુવૃન્દ ઊભું.
ડૂબ્યું સમસ્ત પ્રતિબિમ્બજગત્ સુરેખ;
હા! કોણ એહ પઢશે અતિગૂઢ લેખ?
ગમ્ભીર આ તટતરૂ પ્રતિબિમ્બસાથ
પ્રેમેથકી કરી રહ્યાં કંઈ ગૂઢ વાત

સૂતું સરોવરહૃદે નભ ઊંડું પેલું
ઊંચે રહ્યા નભની સાથ હસી રહેલું.
દીસે શું ઊંડું જળમાં જગ અન્ય એક,
જે'નું સ્વતન્ત્ર રહ્યું જીવન ભિન્ન છેક.
ગમ્ભીર મૌન ધરીને તટવૃક્ષ પેલાં
ઊંડી અલૌકિક સમાધિ વિશે ડૂબેલાં
શાં ઘોળતાં હૃદયમાં કવિતાવિચારો !
ને દેખતાં અનુપભૂમિતણા ચિતારો;
ઊંડું નિહાળી જળમાં સ્થિર લોચનેથી,
તેજસ્વી વિશ્વ પ્રતિબિમ્બતણું જ ભેદી,
ત્હેની પછાડી રહી ઝાંખતી દિવ્ય ભૂમિ
તે દેખતાં તરુવરો તટ આ ઝ મી.
ગર્જત ઘોર કંઈ અમ્બુધિ ઉત્તરઙ્ગ
ત્હેનો કદી નવ સુણ્યો ધ્વનિનો જ જંગ,
હેવું સરોવર સદા રમણીયમૂર્તિ;–
તો કેમ આ હૃદય શોકની થાય સ્ફૂર્તિ ?
જોતાં જ રમ્ય છબિ આ હૃદયે શું ઊંડા
કાં શોકના પ્રગટતા ધબકાર ગૂઢા ?
હા જાણ્યું, આ સરતણા મૃદુ હાસ માંહિં
છૂપ્યા અનેક અતિઘોર નિસાસ કાંઈ.
આ વારિને તટ રહી હૃદયે નિહાળું
આ મર્ત્ય જીવનનું વાદળ કાંઈ કાળું;
ને કારમી થતી ખડી ભવદુઃખકેરી
નેનો સમીપ જ ભુતાવળ કાંઈ ઘેરી

જો ! આ છબિ સરતણી રમણીય એક,
તો છે છબિ દુખભરી જગમાં અનેક
ને કોઈ કાળ વળી આ છબિ તો મધુરી
થાશે વિનાશકરથી જ વિલુપ્ત પૂરી. ૯

માટે જ આ મધુર મૂર્તિ પછાડી ઝૂમ્યા
ઘેરા અનેક દુખરંગ દીસે જ ડૂબ્યા;
સૂતું મનોહર સરોવર આ સુણાવે
ગમ્ભીર ગાન લયકાળનું ઘોર ભાવે. ૧૦

## શુક્તારા.

વસન્તતિલકા.

દીધી ગુમાવી સુરસુન્દરીને પ્રમાદે,
ઘેલો બન્યો પછી પુરૂરવ તો વિષાદે,
શોધી વળ્યો વનવને ભમી ઉર્વશીને,
ન્હાતી દીઠી સુરસરે પછીથી હશીને; ૧

આ સાન્ધ્ય-વ્યોમસરસાં કરી સ્નાન રૂડું,
તે ઉર્વશીસમ મનોહર શુક્તારા
જો ! નીકળી વરસતી સ્મિતકેરી ધારા
નારંગરંગ જળ જ્યહાં ભરિયું જ ઊંડું. ૨

ખેલંતી એ કનકવાળુભર્યા કિનારે
ઠારંતી આ હૃદય કાંઈ સુધાની ધારે;
ને ખેલી આમ ક્ષણવાર જ એહ ત્યાંહિં
હા ! ડૂબી જો ! ગગનસુન્દરી, વારિમાંહિં. ૩

* રેખતો.

ગઈ ડૂબી ગગનસુન્દરી,
નહિં શું દીસે હવે એ ફરી ?
થયું લુપ્ત દિવ્ય સર પેલું,
અને અન્ધાર આ રેલ્યું. ૪
ભમું અન્ધકારવનમાં હવે,
ગગનસુન્દરી ન કો મેળવે.
ધરું અન્ધકાર હૃદય ઊંડો,
અલૌકિક દુઃખ હું ખૂંડ્યો. ૫
જગતની અસહ્ય દુખઝાળે
હૃદય મુજ દાઝ્યું જે કાળે,
કીધા ઉપચાર ત્હેં રીઝી
મીઠી તારા ! અમી સીંચી. ૬
હવે અન્ધકાર જે વ્યાપ્યો
જશે ક્ષણવાર તે કાપ્યો,
ઉષા હસતી જહિં જાગશે;–
હૃદય–અન્ધકાર પણ ભાગશે ૭
થઈ ક્ષણવારમાં આછી
ઊડી જાશે ઉષા પાછી
સૂકું રેતીરાન નભ થાશે;–
હૃદયવેરાન બળી જાશે. ૮
પછી સાન્ધ્ય–વ્યોમજળથી ફરી
નિકળશે હસંતી ગગનસુન્દરી.

મધુરી શુક્રતારા એ;—
ફરે આમ સુખદુઃખમાળા એ.

વન્સતતિલકા.

છે માનવી જીવનની ઘટમાળ હેવી,
દુઃખપ્રધાન, સુખ અલ્પથકી ભરેલી.
તો એ કટુત્વ હરતાં સુખબિન્દુયોગે
થાએ જ સહ્ય કંઈ જીવન મૃત્યુલોકે
અંધારકેરી ઘનશામળી પાંખ એક,
તારાતણી ઝળકતી વળી અન્ય છેક;—
એ પાંખ એહ ધરતો મુજ આત્મપંખી
ઊડયો જશે અમર ભૂમિ સુહૃર ઝંખી.

નભમંડળ ઘુમ્મટઘેર રચ્યો.
ઘનરાજ અહિં રસભેર મચ્યો,
ગિરિનિર્ઝરમાં હસતો રમતો,
શિખરો પર મન્દગતિ ભમતો.
ગિરિરાજ અસંખ્ય અહિં ભળિયા;
ઘનના અનુકૂળ સખા મળિયા;
ધરી ધુમ્મસનું પટ પર્વતને
ગુંગળાવી દિયે ધરી મોદ મને;
પછી પર્વતના ઉરની ઉપરે
નવલું કંઈ વર્ષણનૃત્ય કરે,

વળી ઝર્મર ઝર્મર ગાન ઝીણું
કરતો ઘનરાજ મધુરું ઘણું. ૩

પટ ગાઢું ગૂંથ્યું તરુવૃન્દતણું
ધરિયું ગિરિયે હરિયાવરણું;
સહુ તે પટનાં પડમાં પડતો,
ઘન સર્વ સ્થળે જઈને અડતો. ૪

ઝરણાં ઉજળાં જળ નીતરતાં,
કંઈ શ્વેત જ સર્પસમાં સરતાં,
ગિરિ એહવી મૌક્તિકમાળ વહે,
ઘન તે રમતો કરમાંહિં ગ્રહે.

ગિરિરાજ અને ઘનરાજતણો
અહિં ખેલ અલૌકિક આજ બન્યો;
ગિરિવૃન્દ અહો ! ઘનરાજ અહો !
મુજને તમ ખેલ વિશે જ ગ્રહો ! ૬

## જગત્‌ના વિષનો ઉતાર.

ઉધોર.

જો ! જો ! પેલી પર્વતમાળ
ધરતી તરુજટાની જાળ !
હેનાં શિખર બે ગમ્ભીર
લેટીને ઊભાં શાં ધીર ! ૧

મસ્તક બેહુનાં જો પ્રૌઢ
ઘન ધુમ્મસ પટે છે ગૂઢ,

ઊંચે લોક કાંઈ અગમ્ય
ત્હેમાં વાસ કરતાં રમ્ય. ૨
અદ્‌ભુત એહ ગૂઢ પ્રદેશ-
કેરા લાવતો સંદેશ,
જો ! આ ધોધ જળનો આમ
હસતો ઊતરે અભિરામ; ૩
ભેદી શિખર કેરું ઢન્દ
નાચંતો વહે સ્વચ્છન્દ,
વ્હેતો ગાન ગાતો જાય
સૂતો જો ! જલાશય માંહ્ય; ૪
પાછો ઊઠીં આગળ જાય,
શૈલશિલાપરે અથડાય;
રચતો ત્હાં ફુવારો રમ્ય,
રમતાં ફેરફૂદડીં સદમ્ભ. ૫
પેલું લીલું તૃણનું વૃન્દ,
ત્હાં શો રેલિયો આનન્દ !
નાચંતાં તૃણો ભરરંગ,
લ્હેરાવી લીલા સુતરઙ્ગ. ૬
ભૂલી ભૂતભાવિવિચાર,
ઊભો હું અહિં આ વાર
નિરખું નયનથી સાસ્તમ્ભ,
હૃદયે ધારતો પ્રતિબિમ્બ. ૭
પડિયા જગતકર્દમ માંહિં
જન ઓ ! આવોં ક્ષણભર આંહિં

ચાખો અમૃતબિન્દુ એક,
જગવિષ જાય ઊતરી છેક: ૮

## ભોરઘાટ ઊતરતાં વર્ષા રૂતુમાં

* ગરબી.

આ અદ્‌ભુત ગિરિનો વ્યૂહ વૃષ્ટિમાં સ્નાન કરે,
શિખરો નભમાં સંતાઈ ધુમસપટ ગાઢું ધરે. ૧
ગઢ રાજમાચીનો મેઘઘટામાંહિં ડુબ્યો,
નવ દીસે ઊંચો દિવ્યભૂમિમાં શું ઊભો! ૨
હેને તટથી જો! એક જોડું જળધોધતણું
ઊતરે શું જોડાજોડ! દીસે પ્રેમાળ ઘણું. ૩
હસતું નિરખંતું નીચે બન્યું ઉત્કણ્ઠ કંઈ
ભેળવવા નિજ જળપૂર અટળ આશ્લેષ મહિં ૪
ગિરિ-ઉરપર ધોધ અનેક બીજા ઊછળે જોરે,
લઢતા મહિં મહિં તરઙ્ગ જવા આગળ દોડે; ૫
સુખ વર્તમાનમાં ગૂંથ્યા હાસ ફેનિલ કરતા
નવ ભૂતભાવિનો ભાર હૃદય ક્ષણુભર ધરતા. ૬
બાલિશ એ ઝરણુસમૂહ થકી અળગો રહેતો,
ગિરિ-ઉદર મહિં ગમ્ભીર ગતિ ધારી વ્હેતો, ૭
જળધોધ ન્હાણે જો! ધીર રહ્યો શો સંતાઇ!
તજવા નિજ ઉચ્ચસ્થાન અનિચ્છુ દીસે કાંઈ ૮
અજ્ઞાત નીચે જે ગર્ત ભાવિસમ ગૂઢ પડયો,
ત્યહાં પડવાને અચકાય, અનિશ્ચયચક્ર ચઢયો; ૯
કંઈ મલિનફેન ધરી અંગ હસ્તિદન્તશું પીળું

*'ઇતિહાસની આરશી સાહી મ્હેં જોયું માંહિં'— એ ચાલ

શોકે ભરિયું જડ હાસ કરંતો ગમ્ભીરું. ૧૦
નવ ગણકારી એ ધોધ ગભીરો જળઝરણાં
નાચે કૂદે સ્વચ્છન્દ બીજે સ્થળ જેહ ઘણાં. ૧૧
ત્હેને નિરખંતું ઊભું ગિરિતટે તરુટોળું
આશ્ચર્યભાવથી ભર્યું,—ભાવ હેનો ખોળું ૧૨
નિરખે એ તરુની ભણી ઝરણગણ ઝણઝણતો;
ને ઊંચે મેઘસમૂહ નિરખતો એ પણ જો! ૧૩
અહિં ગૂઢ ભેદ કંઈ મિશ્ર થયા ગિરિમંડળમાં!
તે કોણ ઉકેલી સકે અન્ધ અવનીતળમાં? ૧૪
એ ગૂઢ ભેદ જો! ભણે મ્હણે ગિરિકન્દરમાં
ઘઘવતો ઘેરો પવન ગૂંથાયો તરુવરમાં! ૧૫

## યેવતી.

× રેખતો.

ઘટા કાળી ઊંડી ઘનની
ઊભી પેલી તટ ગગનની;
મહિંથી દીસે રુધિરરંગનું
નીકળી આવ્યું શકલ ચંદનું. ૧
દીસે પ્રતિબિમ્બ એ મ્હારું,
હૃદય જય્હાં રેહ્યું અન્ધારું,
અલૌકિક તે મહિં બૂડયો
ધીકે અઙ્ગાર કંઇ ઊંડો. ૨

ચાખો અમૃતબિન્દુ એક,
જગવિષ જાય ઉતરી છેક. ૮

## ભોરઘાટ ઉતરતાં વર્ષા ૠતુમાં

* ગરબી.

આ અદ્‌ભુત ગિરિનો વ્યૂહ વૃષ્ટિમાં સ્નાન કરે,
શિખરો નભમાં સંતાઈ ધુમસપટ ગાઢું ધરે. ૧
ગઢ રાજમાચીનો મેઘઘટામાંહિં ડૂબ્યો,
નવ દીસે ઊંચો દિવ્યભૂમિમાં શું ઊભો ! ૨
હેને તટથી જો ! એક જોડું જળધોધતણું
ઉતરે શું જોડાજોડ ! દીસે પ્રેમાળ ઘણું. ૩
હસતું નિરખંતું નીચે બન્યું ઉત્કણ્ઠ કંઈ
ભેળવવા નિજ જળપૂર અટળ આશ્લેષ મહિં ૪
ગિરિ–ઉપર ધોધ અનેક બીજા ઊછળે જોરે,
લઢતા મહિં મહિં તરઙ્ગ જવા આગળ દોડે; ૫
સુખ વર્તમાનમાં ગૂંથ્યા હાસ ફેનિલ કરતા
નવ ભૂતભાવિનો ભાર હૃદય ક્ષણભર ધરતા. ૬
બાલિશ એ ઝરણસમૂહ થકી અળગો રહેતો,
ગિરિ–ઉદર મહિં ગમ્ભીર ગતિ ધારી વ્હેતો, ૭
જળધોધ ન્હણે જો ! ધીર રહ્યો શો સંતાઇ !
તજવા નિજ ઉચ્ચસ્થાન અનિચ્છુ દીસે કાંઈ ૮
અજ્ઞાત નીચે જે ગર્ત ભાવિસમ ગૂઢ પડયો,
ત્ય્હાં પડવાને અચકાય, અનિશ્ચયચક્ર ચઢયો; ૯
કંઈ મલિનફેન ધરી અંગ હસ્તિદન્તશું પીળું

---

*'ઇતિહાસની આરશી સાહી મ્હેં જોયું માંહિં'— એ ચાલ

શોકે ભરિયું જડ હાસ કરતો ગમ્ભીરું. ૧૦
નવ ગણકારી એ ધોધ ગભીરો જળઝરણાં
નાચે કૂદે સ્વચ્છન્દ બીજે સ્થળ જેહ ઘણાં. ૧૧
ત્હેને નિરખંતું ઊભું ગિરિતટે તરુટોળું
આશ્ચર્યભાવથી ભર્યું,—ભાવ હેનો ખોળું ૧૨
નિરખે એ તરુની ભણી ઝરણગણ ઝણઝણતો;
ને ઊંચે મેઘસમૂહ નિરખતો એ પણ જો! ૧૩
અહિં ગૂઢ ભેદ કંઈ મિશ્ર થયા ગિરિમંડળમાં!
તે કોણ ઉકેલી સકે અન્ધ અવનીતળમાં? ૧૪
એ ગૂઢ ભેદ જો! ભણે મ્હણે ગિરિકન્દરમાં
ઘઘવતો ઘેરો પવન ગૂંથાયો તરુવરમાં! ૧૫

## ચેવતી.

× રેખતો.

ઘટા કાળી ઊંડી ઘનની
ઊભી પેલી તટ ગગનની;
મહિંથી દીસે રુધિરરંગનું
નીકળી આવ્યું શકલ ચંદનું. ૧
દીસે પ્રતિબિમ્બ એ મ્હારું,
હૃદય જ્યહાં રેલ્યું અન્ધારું,
અલૌકિક તે મહિં બૂડયો
ધીકે અંગાર કંઇ ઊંડો. ૨
ન દીઠાં કોઇયે બન્ને

× "અહા પૂરી ખિલી ચંદા"—એ ચાલ.

બિમ્બ પ્રતિબિમ્બ પ્રચ્છન્ને.
ઘટા ઘેરી નિરખતાં આ
હૃદય કારમા ધ્વનિ થાતા. ૩
ધ્વનિ થાતા વળી આંહિં
સ રો વ ર શ્યા મ—ઉરમાંહિં.
પડી સરમાંહિં ઘનછાયા,
ભાવ કારમા મહિં સમાયા. ૪
બિહામણુ આ ઘનઘટાએ
સ રો વ ર ના હૃ દ ય માં હે,
હૃદયમાં વળી રેડીં મ્હારા
ગભીરી ઘોર કંઈ ધારા. ૫

ઉથોર.

પણ જો આનું આ સર કાલ્ય
કે'વું હસતું હૂતું રસાળ ?
રજનીસંગ રમતાં ચંદ,
સરવર નાચતું સ્વચ્છન્દ. ૬
મૂક્યું નાચતું સર મધ્ય
પેલું નાવડું પછી સદ્ય,
માંહિં બેશી આપણ બે ય,
પ્રિય ! કંઈ સાંભરે છે તેહ ? ૭
ત્હારા હૃદયમાં તે વેળ
કૌતુકમિશ્ર ભય શું મચેલ !
ને જો ! હ્મણે સરવરકણ્ઠ
ચંદા ચઢી અમ્બુતરઙ્ગ ૮

વાંકીચૂંકીઁ શી લ્હેરાય !
તટશું રંગ રમવા જાય;
લટને રજતચુમ્બન મન્દ
કરીને ન્હાશીઁ જતીઁ સ્વચ્છન્દ. ૯/૪
ને આ નાવડું સરીઁ જાય,
ઝીણું ગાન જળ ત્ય્હાં ગાય;
ઝીણું નૃત્ય કર્યે તું નાવ !
ધરીને સરલ હર્ષ–સ્વભાવ. ૧૦/૫

તરતું નાવડું મલકાય,
તરતી ચાંદની જળમાંહ્ય,
ને પ્રિય ! આપણાં પણ ત્ય્હાંય
તરતાં હૃદય ચાલ્યાં જાય. ૧૧/૬

રેખતો.

અહા ! એ આ સરોવર આ,
રજનિચંદ ઊતરી જાતાં,
થ ચું ઘે રું મે ઘ શો કે;—
અ વ શ્યં ભા વિ કો રો કે ? ૧૨

અને રોકે હૃદય કેમ આ
ધ્વનિ કારમા ઊંડા જે થતા !—
અહા ! પણ જો ! ન્હણે પેલી
ઉષા નિર્મળી આવીઁ વ્હેલી; ૧૩
થઈ સ્નાનશુદ્ધ મલકાતી,
ધરી આર્દ્રીઁ સાડીઁ કંઈ રાતી.—

સરોવર આ ઊઠ્યું હસતું,
પિરોજી ગ જળ લસતું. ૧૪
ગઈ ડૂબી ઘટા ઘનની,
ડૂબી ઘેરી છાય જળની,
અને આ ઊંડા હૃદયમાંહિં
ગઈ શ્યામ છાય સંતાઈ. ૧૫

## ભોરઘાટ.

તોટક.

બહુ વેળ દીઠું ગિરિમંડળ આ,
સહુ વેળ દીઠાં રૂપ મ્હેં જુજવાં;
કદી રમ્ય હસ્યા, કદી ઘોર બન્યા,
કદી શાન્ત સૂતા, કદી ક્ષુબ્ધ ઘણા. ૧
અવલમ્બ વિના રહ્યું જે લટકી,—
લઈ શું લઇયે કરથી અડકી !—
ગિરિશૃઙ્ગની મધ્ય ખીણો ઉપરે
કંઇ અદ્‌ભુત ઇન્દ્રધનુષ્ય તરે ! ૨
અતિ ભવ્ય મહીધર એ ધનુને
શું રમાડી રહે ઉરની ઉપરે !
અહિં ભવ્ય વિશે રમણીય શમે,
રચના નિરખી મન તો વિરમે. ૩
ઘનધુમ્મસમાંહિં લપાઇ કદી
ગિરિયૂથ ડૂબે ઊંડી મૌનનદી;
ઝરણાંતણી અંગ વિભૂતિ ધરે,
ગિરિરાજ તપસ્વીસમા શું ઠરે ! ૪

કદી મેઘજળે ઊંડું સ્નાન કરે,
ગિરિવૃન્દ અલૌકિક ધ્યાન ધરે,
શિખરો બિચ મેઘસમૂહ તરે,
હૃદયે પછી ભાવનદી ઊભરે. ૫

તૃણભૂમિ અનેક લીલાવરણી
હસતી નિરખી હસતો તરણિ;
પશુવૃન્દની તે કંઈ માળ ધરે
ભરી જે વિવિધા વરણોથી ખરે. ૬

કદી શુષ્ક સૂનાં શિખરો ઉપરે
રવિરાજ સુવર્ણની વૃષ્ટિ કરે;
ગિરિમંડળ કાન્તિ અવર્ણ્ય ધરે,
રમણીયપણું વિરલું ઊભરે. ૭

કંઈ રૂપ દીઠાં બહુ એહ પરે
ન દીઠાં તદપિ બહુ અન્ય અરે!
નિરખું પણ એ કંઈ ભાવબળે,
વિણ બિમ્બ મને પ્રતિબિમ્બ પડે. ૮

જનસૃષ્ટિ સુવે ઘનનિદ્ર બની,
ગિરિરાજ! ત્હમે સઘળી રજની
રહી જાગૃત ચાંદની માંહિં વસો,
નભતારકશું કરી વાત હસો, ૯

સહુ પ્હેલી ઊઠે હસતી શી ઉષા!
રવિરાજની લાડકવાયી સ્વસા;
મૃદુ રંગ ગુલાબી વડે ચીતરે
ગિરિરાજ તણાં મુખ પ્રેમભરે. ૧૦

પછીં વન્હિભર્યો રવિગોળ કૂદે,
ઊડીં જ્યોતિનદી પ્રસરે જ બધે;
ગિરિરાજ ! ત્હમે કંઈ ભાવભર્યાં
નિરખો સહુ એ વિરલી રચના. ૧૧
કહીં ગાઢ ભયંકર ગર્જનથી
ગગડે ઘન, વિદ્યુતતર્જનથી
ચમકાવીં જ વાંકીચૂંકી લીંટિયે,
તિમિરે નભ શ્યામળું વીંટીં લિયે ૧૨
અતિ ભવ્ય ભયંકર ખેલ વિશે
ગિરિરાજ ! ત્હમે રમતા જ રસે.—
અતિ અદ્‌ભુત હેવીં અનેક છબિ
હૃદયે મુજ ભાવવડે જ લખી. ૧૩
જુજવાં રૂપ આમ બધાં વિલસે;
તદપિ સહુમાં કંઈ એક વસે
ઊંડું સત્વ અગમ્ય સુભવ્ય બરે,
જ્યહીં જે સહુ રૂપ જ એક કરે. ૧૪

## તરતું ધુમ્મસ.

શિખરિણી.

હજુ સૂર્યે શૃંગો કનકકરરેખા નથીં કરી,
અને તે આ મેલો ધુમ્મસપટ નાંખી દીધું હરી,
અને ઝાંખી ટોંકે નિરખી રહિયો તે ઉદધિને,
જગાડ્યો જાણે એ ઊંડું ઊંડું કઈ ગાન મધુરૂં. ૧
ન દીસે એ સિન્ધુ, ધુમ્મસ ઢગમાંહિ ડૂબી ગયો,
રહ્યા આજે ઘેરૂં, ગગન [illegible] ને ગિરિ રહ્યા.

વળી શૈલે પાછું ધુમસપટ ઢાંક્યું મુખપરે
વળી નીચે નાંખ્યું, રમત કંઈ હેવી બહુ કરે. ૨
વહી ચાલ્યું ધીરે ધુમસદળ ધોળું દ્રૂધસમું,
ગિરિ સિન્ધુ વચ્ચે મદભર નિરાલમ્બ તરતું,
ઠર્યું અન્તે સિન્ધુપટ પર ઊંચે વ્યોમવચમાં,
રચી લાંબી પ્હોળી ઘનદળતણી વ્યૂહરચના. ૩
પછી સૂર્યે જાગી કનકપીંછી સ્પર્શી જરી જરી,
અને વાંકીચૂંકી શિખરરચના ધામની કરી;
અને શૈલે શૈલે મૃદુમૃદુ ગુલાબી મુખ કર્યાં,
અને પૂર્યો ઊંડો મુજ હૃદય એ રંગ મૃદુ ત્યહાં. ૪

મન્દાક્રાન્તા.

જો! જો! પેલાં ગિરિશિખરને વાદળે વીંટી લીધાં,
ને જાગંતાં રવિકિરણનો રંગ લૈ બન્ધી કીધાં;
શૈલાગ્રે આ તિમિરકુહરેથી ઊઠેલું પ્રભાત
ઊભું જોતું કુતુકનયને સૃષ્ટિને પ્રેમ સાથ; ૧
જોતું સિન્ધુ ઘુઘુ ઘુઘવતો ઓઢીને ધૂમવ્યૂહ,
ને જોતું એ લસલસી રહ્યો નાલિકેરીસમૂહ;
શૈલપ્રાન્તે ધુમસદળ જે પોઢિયું આખી રાત્ય,
તે આકાશે તરતું નિરખે આ ઊભેલું પ્રભાત. ૨

ઉપજાતિ.

પ્રભાત આ દિવ્ય જ બાળ ભાસે,
ઊભું ઊંચે પ્રેમ અને ઉલાસે;

ઉત્સાહની ઊર્મિ બધે પસારે,
તરઙ્ગમાં ને ઘનવૃક્ષભારે. ૩
ગમ્ભીર ભીનાં ઘનવૃન્દયોગે,
ને ભૂણરાં ધુમ્મસ થોકથોકે,
ગમ્ભીર કાંઈ મુખકાન્તિ ભાસે,
તથાપિ આ બાળ રમે સુહાસે. ૪

ઇન્દ્રવજ્રા.

આ મર્ત્યભૂમિ ભરી દુઃખભારે,
ને દિવ્ય બીજી રહી પેલી પારે,
એ ભૂમિયુગ્મે કરતું નિવાસ,
છે હેવું એ બાળક દિવ્યહાસ. ૫

ઉપજાતિ.

આ ભૂમિમાં એ કરી ડોકિયાં જો!
નિહાળતું, ખેલતું, આવતાં જો!
લીલી ધરા ને વળી સિન્ધુસઙ્ગે
રમે હસંતું ક્ષણવાર રંગે. ૬
શૈલપ્રદેશે છીપ્યું લંગરીને,
મૂકી છૂટું ધુમ્મસ તે ફરીને,
તરંતું મૂકી નભમાર્ગમાં તે,
ઊડી ગયું દિવ્ય જ બાળ અન્તે. ૭

સોરઠો.

હા! કદી રહું ચિરવાસ દિવ્ય બાળની સાથ હું,—
એ મ્હોટી મુજ આશ કોણ કરે પરિપૂર્ણ ઓ! ૮

# વદાય.

વસન્તતિલકા.

હા! આવિયો દિવસ આખર આજ એ તો,
આ ચિત્તકેરી ચિરશાન્તિ હરી જ લેતો,
ચાલી હવે સખિ તજી મુજને વિદેશે,
શોકે ભર્યું હૃદય આ ક્યમ ભાર સ્હેશે? ૧
સન્ધ્યા સલૂણી થઇ લુપ્ત સુષુપ્ત થાએ,
નેને રમે તદપિ રંગ રૂડા બધા એ,
આનન્દ દેતું મૃદુગાન વિરામ પામે;
તો એ ભમી શ્રવણમાં ધ્વનિ રમ્ય જામે. ૨
ખીલી હસે કુસુમ તે કરમાય જ્યહારે,
તો એ સુગન્ધ મનમાં કરી વાસ મ્હાલે;
હા! તેમ આજ તુજ દર્શન લુપ્ત થાએ,
ત્હારા ગુણો સ્મરણમાં રમશે સદા એ. ૩
થાજો પ્રયાણ સુખરૂપ તુને સખી ઓ,
નિદ્રા મીઠી જ વસજો મૃદુલોચને જો!
સ્વપ્નો અલૌકિક રસે ભરિયાં મધુરાં,
એ નીંદરે રમી રહો સુખ દેઈ પુરાં. ૪
મ્હારી ઊંડી હૃદયને મથતી વ્યથા જે,
ગમ્ભીર શોકસરિતાપૂર માંહિ ગાજે,—
હા! ત્હેવી તુજ સુકુમાર હૃદે કદી એ,
આ! રેલશો અસહ્ય શોકતણી નદી ઓ. ૫
દેઈ વદાય સખિ! આટલું યાચતો હું,—
થાઉં વિલુપ્ત ભવચિત્રપટેથી જો હું,—

કર્ણે પડે ખબર એ તુજ કોઇ કાળે,
બે આંસુડાં મધુર નેનથકી તું ઢાળે. ૬

## એક બાળકીના મરણ વિશે.

×દેશી.

દિવ્ય લોકની કોકિલા બાળકી ! તું આંહિં
આવી જીવન ઉપવન વિશે, ઝટ ઊંડી ગઈ ક્યાંહિં? દિવ્ય૦
ઘનગિરિમાળ સુવર્ણની જે'માં ત્હારો નિવાસ,
ઊતરી આવી તું ત્યહાં થકી મન્દભાગ્યની પાસ. દિવ્ય. ૨
નવ જાણ્યો મન્દબુદ્ધિ મ્હેં ત્હારો અમૃતાધિકાર.
તે થકી શું તું રિસાઈને ચાલી ગઈ નિજ દ્વાર ? દિવ્ય. ૩
અથવા ઘડી ઘડી સાંભરી ભૂમિ ઉજ્જવળ ત્હારી,
કરવા નિરંતર ગાન ત્યહાં ચાલી કોયલ મ્હારી ? દિવ્ય. ૪
લોક લવે-મુજ કોકિલા ! ક્ષુદ્ર પંખીડું હૂતું,
શી હાનિ ? શોક શો એ જતાં; છોને નિદ્રામાં સૂતું. દિવ્ય. ૫
પણ મુજ હૃદકુઞ્જમાં ઊંડી વશી ગાયાં ત્હેં ગાન;
જે શ્રવણે પડી મ્હેં પીધાં કાંઈ અમૃતનાં પાન; દિવ્ય. ૬
એ ઉપકાર ઓ કોકિલા ! કેમ વીસરે આ વાર ?
એહ સ્મરી નવ ઢાળું શું ઝીણાં આંસુ બે ચાર ? દિવ્ય. ૭
અમરભૂમિને આંગણે દિવ્ય ગાન ગવાય,
સુણીને તે તુજ મુખપરે મીઠું સ્મિત લહેરાય; દિવ્ય. ૮
તે સ્મિતપાન કરી કરી દિવ્યભૂમિ મ્હેં ઝાંખી,-
એ ઉપકાર ઓ બાળકી ! સ્મરણે રહીશ હું રાખી. દિવ્ય. ૯

× પઢો રે પોપટ રાજા રામના સતી સીતા 'પઢાવે'—એ ચાલ

હાવી દિવ્ય મુજ કોકિલા જાતાં ઊંડી એકાએક
કેમ નયનમાં ના સ્ફુરે અમૃતાશ્રુની રેખ ? દિવ્ય. ૧૦
અંધારા આ હૃદકુઞ્જમાં ધ્વનિ દિવ્ય ગભીર
ઉજ્જવલ તુજ ગાનના હું તો ભાવે ધારીશ ધીર.
દિવ્ય લોકની કોકિલા ! ૧૧

## કુસુમમાળાની ભેટ.

તોટક.

ફૂલડાં ગૂંથતાં મુજને નિરખી,
હઈડે તું રહી હરખી હરખી;
મુજ સંગ રસે ફૂલગન્ધ ગ્રહી,
અદકું દીધ સૌરભ પુષ્પમહિં. ૧
પ્રિય ! તે તુજ કણ્ઠ સમર્પી રહું
ફૂલમાળ, અને ગ્રહું તે કર હું;
તુજ કણ્ઠ અને મુજ હસ્ત વિશે
પડી માળ મુને શી હસંતી દીસે ! ૨
ગૂંથી માળ અનુપમ દિવ્ય ફૂલે
મુજને તુજને દૃઢ બાંધ્યોં બળે,
મૃદુ બન્ધન એહ સુગન્ધભર્યું
ચિરકાળ રહો સ્થિર ઠામ ઠર્યું. ૩

## ઉપહારનો સ્વીકાર.

તોટક.

ચિરકાળવિયોગતપી ભૂમિને
નવલો ઘન પ્રેમભીનો ચૂમીને
ઉપજાવી રહે મૃદુ ગન્ધ સ્હેરો,

કર્ણે પડે ખબર એ તુજ કોઇ કાળે,
બે આંસુડાં મધુર નેનથકી તું ઢાળે. ૬

## એક બાળકીના મરણ વિશે.

×દેશી.

દિવ્ય લોકની કોકિલા બાળકી ! તું આંહિં
આવી જીવન ઉપવન વિશે, ઝટ ઊંડી ગઈ ક્યાંહિં? દિવ્ય૦
ઘનગિરિમાળ સુવર્ણની જે'માં ત્હારો નિવાસ,
ઊતરી આવી તું ત્ય્હાં થકી મન્દભાગ્યની પાસ. દિવ્ય. ૨
નવ જાણ્યો મન્દબુદ્ધિ મ્હેં ત્હારો અમૃતાધિકાર.
તે થકી શું તું રિસાઈને ચાલી ગઈ નિજ દ્વાર ? દિવ્ય. ૩
અથવા ઘડી ઘડી સાંભરી ભૂમિ ઉજ્જવળ ત્હારી,
કરવા નિરંતર ગાન ત્ય્હાં ચાલી કોયલ મ્હારી ? દિવ્ય. ૪
લોક લવે-મુજ કોકિલા ! ક્ષુદ્ર પંખીડું હૂતું,
શી હાનિ ? શોક શો એ જતાં; છોને નિદ્રામાં સૂતું. દિવ્ય. ૫
પણ મુજ હૃદકુન્જમાં ઊંડી વશી ગાયાં ત્હેં ગાન;
જે શ્રવણે પડી મ્હેં પીધાં કાંઈ અમૃતનાં પાન; દિવ્ય. ૬
એ ઉપકાર ઓ કોકિલા ! કેમ વીસરે આ વાર ?
એહ સ્મરી નવ ઢાળું શું ઝીણાં આંસુ બે ચાર ? દિવ્ય. ૭
અમરભૂમિને આંગણે દિવ્ય ગાન ગવાય,
સુણીને તે તુજ મુખપરે મીઠું સ્મિત લ્હેરાય; દિવ્ય. ૮
તે સ્મિતપાન કરી કરી દિવ્યભૂમિ મ્હેં ઝાંખી,–
એ ઉપકાર ઓ બાળકી ! સ્મરણે રહીશ હું રાખી. દિવ્ય. ૯

× પહો રે પોપટ રાજા રામના સતી સીતા પઢાવે'—એ ચાલ

હાવી દિવ્ય મુજ કોકિલા જાતાં ઊંડી એકાએક
કેમ નયનમાં ના સ્ફુરે અમૃતાશ્રુની રેખ ? દિવ્ય. ૧૦
અંધારા આ હૃદકુઞ્જમાં ધ્વનિ દિવ્ય ગભીર
ઉજ્જવલ તુજ ગાનના હું તો ભાવે ધારીશ ધીર.
દિવ્ય લોકની કોકિલા ! ૧૧

## કુસુમમાળાની ભેટ.

તોટક.

ફૂલડાં ગૂંથતાં મુજને નિરખી,
હઇડે તું રહી હરખી હરખી;
મુજ સંગ રસે ફૂલગન્ધ ગ્રહી,
અદકું દીધ સૌરભ પુષ્પમહિં. ૧
પ્રિય ! તે તુજ કણ્ઠ સમર્પી રહું
ફૂલમાળ, અને ગ્રહું તે કર હું;
તુજ કણ્ઠ અને મુજ હસ્ત વિશે
પડી માળ મુને શી હસંતી દીસે ! ૨
ગૂંથી માળ અનુપમ દિવ્ય ફૂલે
મુજને તુજને દૃઢ બાંધી બળે,
મૃદુ બન્ધન એહ સુગન્ધભર્યું
ચિરકાળ રહો સ્થિર ઠામ ઠર્યું. ૩

## ઉપહારનો સ્વીકાર.

તોટક.

ચિરકાળવિયોગતપી ભૂમિને
નવલો ઘન પ્રેમભીનો ચૂમીને
ઉપજાવી રહે મૃદુ ગન્ધ સ્હેરો,

કર્ણે પડે ખબર એ તુજ કોઇ કાળે,
બે આંસુડાં મધુર નેનથકી તું ઢાળે. ૬

## એક બાળકીના મરણ વિશે.

×દેશી.

દિવ્ય લોકની કોકિલા બાળકી ! તું આંહિં
આવી જીવન ઉપવન વિશે, ઝટ ઊંડી ગઈ ક્યાંહિં? દિવ્ય૦
ઘનગિરિમાળ સુવર્ણની જે'માં ત્હારો નિવાસ,
ઊતરી આવી તું ત્યહાં થકી મન્દભાગ્યની પાસ. દિવ્ય. ૨
નવ જાણ્યો મન્દબુદ્ધિ મ્હેં ત્હારો અમૃતાધિકાર.
તે થકી શું તું રિસાઈને ચાલી ગઈ નિજ દ્વાર ? દિવ્ય. ૩
અથવા ઘડી ઘડી સાંભરી ભૂમિ ઉજ્જવળ ત્હારી,
કરવા નિરંતર ગાન ત્યહાં ચાલી કોયલ મ્હારી ? દિવ્ય. ૪
લોક લવે–મુજ કોકિલા ! ક્ષુદ્ર પંખીડું હતું,
શી હાનિ ? શોક શો એ જતાં; છોને નિદ્રામાં સૂતું. દિવ્ય. ૫
પણ મુજ હૃદકુઞ્જમાં ઊંડી વશી ગાયાં ત્હેં ગાન;
જે શ્રવણે પડી મ્હેં પીધાં કાંઈ અમૃતનાં પાન; દિવ્ય. ૬
એ ઉપકાર ઓ કોકિલા ! કેમ વીસરે આ વાર ?
એહ સ્મરી નવ ઢાળું શું ઝીણાં આંસુ બે ચાર ? દિવ્ય. ૭
અમરભૂમિને આંગણે દિવ્ય ગાન ગવાય,
સુણીને તે તુજ મુખપરે મીઠું સ્મિત લ્હેરાય; દિવ્ય. ૮
તે સ્મિતપાન કરી કરી દિવ્યભૂમિ મ્હેં ઝાંખી,–
એ ઉપકાર ઓ બાળકી ! સ્મરણે રહીશ હું રાખી. દિવ્ય. ૯

× પઢો રે પોપટ રાજા રામના સતી સીતા પઢાવે'—એ ચાલ

થઈ સ્નાનશુદ્ધ મેઘરજથી કે'વી સોહે રે!
કાંઈ શૃઙ્ગાર સુન્દર સજતી મનડું મોહે રે. ૩
આછી તારાટપકી વેરી ચમકચમકતી રે,
હેવો ભૂરો સાળુ રુપેરી મ્હેરી લટકથી રે. ૪
આજ રજની! અધિક રમણીય મુજને તું લાગે રે,
હાવી દીઠી નહિં કમનીય કદી મ્હેં આગે રે. ૫
દીર્ઘ વિરહ પછી કો જેમ યુવતી આવે રે,
ઉછળાવતી અદકો પ્રેમ પ્રિયમન ભાવે રે. ૬
હેવી રમણીયતર જો આજે રજની! તું દીપે રે,
સાદી સુન્દરતામાં વિરાજે સ્વર્ગસમીપે રે. ૭
મન્દ મધુર અનિલ–ઉચ્છ્વાસ રજનિમુખકેરો રે,
રેલે આનન્દરસ ચોપાસ કાંઈ અનેરો રે. ૮
કૃત્ય તિમિરસહોદર ઘોર જગસુખ હણતાં રે,
તુજ આગે તજી નિજજોર ઉજ્જ્વલ બનતાં રે. ૯
ક્રૂર સાવજ સરિખા શોર કરતા ભાવો રે,
મુજ હૃદયવિશે ક્ષોભ ઘોર જે'ણે મચાવ્યો રે. ૧૦
તેહ સર્વે તુજ એક હાસે, રજની! ઓ રૂપાળી રે,
થયા લુપ્ત હવે જો! ભાસે, અહો દિવ્ય બાળી રે. ૧૧

## અલૌકિક રજની.

*ગરબી.

શી સૂતી શાન્ત જો! આજ અલૌકિક આ રજની!
હરે સહસા જ અલૌકિક આ રજની.

*લી રે અંખે માત જોવાને જઇએ'—એ ચાલ.

તો મધુરી એ લલના રે! લિયે આ સ્વીકારી
ગુચ્છ ભરિયો સુગન્ધિ રે તુજશી કળિયે ભારી. ૨
મુજ હૃદયસુગન્ધે રે કુસુમગન્ધ એહ ભર્યો,
અણમોલા એ ગુચ્છે રે ભક્તિરંગ દિવ્ય પૂર્યો. ૩
તો તું લે ને સ્વીકારી રે સમર્પ્યો તવ ચરણે,
નવ તરછોડ્ય વ્હાલી રે પડ્યો એ તુજ શરણે. ૪
તુજ હૃદયસુગન્ધશું રે મુજ સુગન્ધ મિશ્ર કરી,
એકતાનતા વ્યાપો રે રહો સુખ દિવ્ય ઠરી, ૫
જાશે ફૂલડાં સુકાઈ રે, સુગન્ધ ઊડી જાશે,
ભાસે એ તો ભ્રાન્તિ રે, સુગન્ધ ન કદી ન્હાસે ૬
દીસે લુપ્ત થયેલો રે તદપિ એ જીવંત વસે,
દિવ્ય ધામ અનન્તે રે, મુજને ન એહ દીસે. ૭
એ પ્રેમ જ મ્હારો રે કદી લુપ્ત જો ભાસે,
નવ ડૂબ્યો તું ગણતી રે ઉપરના આભાસે. ૮
એહ પ્રેમસુગન્ધ જ રે અનન્તપણે ડૂબ્યો,
ચિરકાળ હસંત જ રે દિવ્યધામમાં ઊભો. ૯

## નવીન રજની.

* ગરબી.

ઊઠયો ઘનનો ઘેરો આજ નભને દમતો રે,
અને રજની શૃઙ્ગારસાજ સજી મનગમતો રે. ૧
કે'વી રમતી ધરી આનન્દ અંગે અંગે રે!
ગૂંથી કેશવિશે અર્ધચંદ હસતી ઉમંગેરે, ૨

* 'અમદાવાદ નામે આજ શહેર છે સારૂં રે'—ચાલ.

ગમ્ભીર આનન્દગાનમાં ડોલે સિન્ધુ અનન્ત,
ત્હેને નિરખતો ભાવથી પેલો રૂપેરી ચંદ.
રમણીય૦ ૨

ચન્દ્રબિમ્બથી નીકળ્યો ધોધ રજતનો કાંઈ
પ્રતિબિમ્બચન્દ્રશું જઈ મળ્યો ઊંડા સિન્ધુની માંહિં;
રમણીય૦ ૩

પ્રતિબિમ્બચન્દ્રથી ઊછળ્યો પૂર્ણજ્યોતિપ્રવાહ
એ ધોધમાં ભળીને ગયો નભચન્દ્રની માંહ્ય;
રમણીય૦ ૪

ધૂમકેતુ કો અપૂર્વ શું ભૂલીને નિજ પંથ
આ સૂર્યમાળામાં પેશિયો ચાલી ગગન અનન્ત;
રમણીય૦ ૫

ને આ ઉદધિમાં બોળતો તેજોમય પુચ્છભાર;
હેવી ઉભયચન્દ્રજ્યોતિની દીસે ઘટના આ ઠાર.
રમણીય૦ ૬

આમ ઉભય "જ્યોતે જ્યોતથી સ્તમ્ભ પ્રગટ્યો" અનુપ;
હેમાં ઊંડો રસભેદ છે, ઊંડું પ્રેમસ્વરૂપ,
રમણીય૦ ૭

સિન્ધુમન્દિરે વશી હસે ચંદા, તે નિજરૂપ
દેખી વ્યોમચન્દ્રહૃદયમાં ઉભર્યો પ્રેમનો કૂપ;
રમણીય૦ ૮

સિન્ધુસ્થ ચંદાના આત્મશું બનવા એકાકાર
રેડ્યું વ્હેણ અન્તરાત્મનું ચન્દ્રે નભથી જે વાર,
રમણીય૦ ૯

રજનિશ્રવણમાં મન્દસમીરણ વાત કરે કંઈ છાની રે
રસભર આવી, તે નિરખી રહી ચંદા છાનીમાની.
અલૌકિક આ રજની! ૧

ગૂઢ વાત એ રજનિહૃદયમાં કોરી રાખી ઊંડી રે,
મુજ હૃદયે પણ ધ્વનિ ત્હેના કંઈ થાતા જાતા બૂડી.
અલૌકિક આ રજની! ૨

મન્દ હસંત પડ્યું સરવરજળ ત્હેમાં પૂરી આજે રે
ગૂઢ વાત એ પ્રેમભરે કંઈ રમ્ય ગભીરી ગાજે
અલૌકિક આ રજની! ૩

એહ ગૂઢ કંઈ વાર્તા કળવા જો! આ તારકવૃન્દ રે
સરવરહૃદયે ઊંડું પેઠું ભેદી તિમિર અનન્ત.
અલૌકિક આ રજની! ૪

તટતરુમાંહિં લપાઈ અનિલ કંઈ કલરવ કરતો ધીર રે
તારકજડિત સરોવર હૃદયે પ્રેરે ધ્વનિ ગમ્ભીર,
અલૌકિક આ રજની! ૫

ઓ રજની! તુજ હૃદયવિશે મુજ હૃદય તણો લય થાજો રે
આ સરવરજળમાં તારક બની જીવન મુજ સહુ જાજો,
અલૌકિક ઓ રજની! ૬

## દિવ્યગાયકગણ.

× દેશી.

રમણીય આજ પ્રભાત આ સિન્ધુતટ શું સુહાય!
નિરખતાં વાંત જો! શો ઊંડો દિવ્ય રોમાઞ્ચ થાય!
રમણીય૦ ૧

× 'પઢો રે પોપટ રાજા રામના સતી સીતા પઢાવે'—એ ચાલ.

ગમ્ભીર આનન્દગાનમાં ડોલે સિન્ધુ અનન્ત,
ત્હેને નિરખતો ભાવથી પેલો રૂપેરી ચંદ.
રમણીય૦ ૨

ચન્દ્રબિમ્બથી નીકળ્યો ધોધ રજતનો કાંઈ
પ્રતિબિમ્બચન્દ્રશું જઈ મળ્યો ઊંડા સિન્ધુની માંહિં;
રમણીય૦ ૩

પ્રતિબિમ્બચન્દ્રથી ઊછળ્યો પૂર્ણજ્યોતિપ્રવાહ
એ ધોધમાં ભળીને ગયો નભચન્દ્રની માંહ્ય;
રમણીય૦ ૪

ધૂમકેતુ કો અપૂર્વ શું ભૂલીને નિજ પંથ
આ સૂર્યમાળામાં પેશિયો ચાલી ગગન અનન્ત;
રમણીય૦ ૫

ને આ ઉદધિમાં બોળતો તેજોમય પુચ્છભાર;
હેવી ઉભયચન્દ્રજ્યોતિની દીસે ઘટના આ ઠાર.
રમણીય૦ ૬

આમ ઉભય "જ્યોતે જ્યોતથી સ્તમ્ભ પ્રગટ્યો" અનુપ;
હેમાં ઊંડો રસભેદ છે, ઊંડું પ્રેમસ્વરૂપ,
રમણીય૦ ૭

સિન્ધુમન્દિરે વશી હસે ચંદા, તે નિજરૂપ
દેખીં વ્યોમચન્દ્રહૃદયમાં ઉભર્યો પ્રેમનો કૂપ;
રમણીય૦ ૮

સિન્ધુસ્થ ચંદાના આત્મશું બનવા એકાકાર
રેડ્યું વ્હેણ અન્તરાત્મનું ચન્દ્રે નભથી જે વાર,
રમણીય૦ ૯

જલથકી ચંદાએ તે ક્ષણે દેઈને પ્રતિબ્હેણુ
અન્તરાત્મ ઉભરાવિયો;—એજ તાત્ત્વિક પ્રેમ.
રમણીય૦ ૧૦

આ પ્રમતન્ત્ર નિહાળતા કાંઈ વિસ્મયભરિયા
ગિરિવર જો અર્ધચક્રમાં સ્તબ્ધ બનીને ઠરિયા.
રમણીય૦ ૧૧

વસન્તતિલકા

ગાઢાં અરણ્યતરુ એ ગિરિવ્યૂહ પીઠે
સૂતાં જ સ્વપ્ન રમણીય વિશે અતીશે,
ત્હેને જગાડીં મૃદુ ગાન સમીર ગાતો
પ્રાચી થકી ઊતરીં સિન્ધુ વિશે જ ન્હાતો. ૧૨
ત્હેને કુતૂહલ થકી નિરખી રહેલી
લાજે ગુલાબીં ધરીં ગાલ ઉષા શીં ફેલી
ઊંચી થઇ ચરણ-અંગુલિયે જ ઊભી,
ને ચન્દ્રને નિરખીં લાજ વિશે જ ડૂબી. ૧૩
આ દિવ્યમંડળીં નિહાળીં નિહાળીં હું તો
ઊંચે ઊડી ગગનમાં જઇ કાંઈ ઊભો;
ને ત્ય્હાં અપૂર્વ સહસા સુણિયું મધુરું
સંગીતગર્જન ગભીર વળી જ પૂરું. ૧૪

× ગરબી.

“આવો બધાં દિવ્યબાળ! અમરભૂમિ—આંગણે આવો.
ગાઓ સંગીત રસાળ ભવ્ય ને મધુરું ગાઓ.
આવો૦ ૧૫

× ‘લોચનમનનો રે કે ઝગડો લોચનમનનો’—એ ચાલ.

સાખી.

પ્રકૃતિદેવીનાં બાળ સહુ આપણ મળિયાં આજ
પરમ પુરુષના રૂપની કાંઇ ઝાંખી કરવા કાજ,
દિવ્ય ઝાંખી જ્યોતિ અનુપની. ૧૬ ૨

## ૨ સિંધુ—

ઉપજાતિ–વસન્તતિલકા.

'તારાગણોને મુજ થાળમાંહિં
પરોવી અંધાર વિશે જ કાંઇ,
ગાજું કરી નૃત્ય પ્રચણ્ડગાને,—
સેવું હું તો **પરમ પુરુષ** એ વિધાને. ૧૭ ૧
આકાશમાં કજ્જલશ્યામ મેઘ
ચીરી કુદે વિદ્યુત જ્યહાં અનેક,
તે વેળ ઝૂઝું ઘનવીજસંગે,—
સેવું હું તો **પરમ પુરુષ** એ પ્રસંગે. ૧૮ ૨
ને શાન્ત **સન્ધ્યા** હૃદયે સુવાડી,
અને ઉષાને હસતી જગાડી,
મીઠું ધીરું ગાન જ ગર્જું જ્યહારે
સેવું રસે **પરમ પુરુષને** હું ત્યહારે, ૧૯ ૩
ને ચન્દ્રિકા સાથ ઊંડી નિશાથે
અનન્ત વેરી સ્મિત પૂર્ણ પ્રીતે,
તરઙ્ગ શૃઙ્ગારું સુદીપદાને—
સેવું હું તો પરમ પુરુષ એ વિધાને. ૨૦ ૪

સાખી.

સેવું **પરમ પુરુષને**, અનુભવું અવિરત પ્રેમ,
તોય હજી નવ થઈ મુને ઝાંખી એહની ક્ષણભર કેમ?
દિવ્ય ઝાંખી જ્યોતિ ગહનની. ૨૧ ૫

## ૨. ચન્દ્ર—

અણગણતારાગણભર્યું ઘૂમું ગગન અનન્ત,
તે મુજ કુમ્ભથી રેડીને રસું આનન્દરસથી દિગન્ત,
અમી ઝરતા આનન્દે. ૨૨/૧

મર્ત્યલોકના કલહ ને દ્વેષ મોહ અંધાર,
ફેડી નાખી ક્ષણસહિં રેલું શાન્તિતણી ધીરી ધાર;
શાન્તિની દિવ્ય સરિતની. ૨૩/૨

અમીદીપ લઇ કર વિશે કરું નૃત્ય અવિરામ;—
સેવું પરમ પુરુષને પૂર્ણ પ્રેમથકી હું આમ.
અમર એ આદિપુરુષને. ૨૪/૩

એહ પુરુષનું પ્રેરિયું અમીં મુજ રગ રગ આજ,
વેગે કંઇ ઉછળી રહ્યું હેની ઝાંખી થવાને કાજ,
ભવ્ય ઝાંખીં જ્યોતિ અતુલની. ૨૫/૪

## ૩. ઉષા —

‘બુલબુલ’ની ચાલની ગઝલ—સાખીઓ

ગઝલ.

“સનાતન યૌવને રાતી હસું આનન્દ હું લ્હાતી;—

સાખી.

આનન્દકુસુમ વીણતી દિવ્ય ઉપવનનીં માહિં,
ને કુસુમો એ વેરતી મર્ત્યલોકમાં કાંઈ;

ગઝલ.

કુસુમ વેરી મનુજલોકે સુખસુગન્ધો ભરું થોડે;
કૃતિ એ ઉદારને યોગે મધુર ગાન હું રહું ગાતી;
સનાતન૦ ૨૬/૧

સાખી.

મુખ પ્રિય રવિના ઉરમહિં દિનભર રહું લપાઇ,
સન્ધ્યારૂપ ધરી ફરી સૂઉં ઉદધિની માંહિં;

ગઝલ.

સૂતી રવિનાથને સંગે ઉઠું વ્હેલી કંઈ ઉમંગે,
ગગનનું આંગણું રંગે પૂરું હું કાંઇ મલકાતી.
સનાતન૦ ૨૭/૨

સાખી.

સેવું પરમ પુરુષ જે નિશદિન હું આ પેર,
કરવા ઝાંખી તેતણી આવી આજ હું તો રસભેર;
ઝાંખી એ જ્યોતિ મધુરની. ૨૮/૩

## ( સિન્ધુ–ચન્દ્ર–ઉષા–ત્રણે )

સૂળ ગરબીની ચાલ.

પ્રકૃતિ માતનાં બાળ ઓ! આવો સત્વર આજ;
પેળે મળીને ભાવથી ગાન અનુપમ ગાવા કાજ;
સ્તુતિગાન પરમ પુરુષનાં. ૨૯/૩
ધૂમકેતુ! બ્રહ્માણ્ડમાં ભમતા થોભો આજ,
તારાગણ ઓ! ચમકતા! અને ઝગમગતા રવિરાજ!
સ્તુતિગાન ઘેરું મચાવો.
આવો બધાં દિવ્યબાળ!” ૩૦/૪

ઉપેન્દ્રવજ્રા

બધાંય એ દિવ્યજનો મળીને
અપૂર્વ સંગીત જ મેળવીને
મહાન ગીતધ્વનિ જે મચાવે
અખણ્ડ બ્રહ્માણ્ડ જ તે ગજાવે. ૩૧

સુરો મધુરા મહિં ભવ્ય પૂરા
ભળે અને જો! ધ્વનિ થાય ઊંડા!
અસંખ્ય આ ગાયકવૃન્દમાંહિં
સુયોગ તૂટે સુરનો ન કાંઈ. ૩૨

(સિન્ધુ-ચન્દ્ર-ઉષા-તથા રવિ-તારાગણ-ધૂમકેતુ વગેરે
અદૃશ્ય રહેલાના અવાજ;—બધાં સાથે)

× ગરબી.

"દિવ્યગણોનાં ગાન ઊંડાં આકાશે ગાજે;
ગાજે સનાતન તાન, સુણે મર્ત્ય કો ધન્ય આજે.
દિવ્યગણોનાં ગાન૦ ૩૩/૧

સાખી.

અનન્ત કલ્પો વહીં ગયા ગાતાં હમને આમ;
મર્ત્યલોકવાસીતણી દીઠી ઘૂમતી દશા અવિરામ
દશા ઊંચી નીચી ઘૂમતી.
દિવ્ય ગણોનાં૦ ૩૪/૨

આશા, ભય, વળી હર્ષ ને શોક ગાઢ પરિતાપ,
એ ભાવતણા ચક્રમાં ઘૂમતા મર્ત્ય દીઠા છે અમાપ,
ભાવના સબળ વમળમાં.
દિવ્યગણોનાં૦ ૩૫/૩

ઉપન્યા, લય પામ્યા, અને પ્રગટયા ગયા બુઝાઈ
અસંખ્ય ગોળા સૃષ્ટિના;-તોય ગાન ન વિરમ્યું કાંઈ;
સનાતન ગાન હમારું.
દિવ્યગણોનાં૦ ૩૬/૪

× 'લોચનમનનો રે કે ઝગડો લોચનમનનો'—એ ચાલ.

કાળચક્ર ઘૂમતું ફરે મદભર અવિરત જેહ,
મ્હોટી ફાળો મારતું દીસે હમને શિશુસમ તેહ
સનાતન ગાયકગણને.
દિવ્યગણોનાં૦ ૩૭

દેવી અનન્તતાતણો પલ્લવ સાહોં વિશાળ
નૃત્ય કરંતાં રસથકી હમે રહિયે બધાં દિવ્ય બાળ
સનાતન ગાનો ગજવતાં.
દિવ્યગણોનાં૦ ૩૮

પણ જે પ્રેરે ગાન એ પરમ પુરુષ મહાન,
હેની પદરજ આગળે હમે સર્વ ખરે અણુમાન;
અકળ એ આદિ પુરુષ છે. ૩૯

પ્રકૃતિમાત દીધું વચન એ-ઝાંખી કરાવા કાજ;
માટે મળિયાં આપણે, વળી ધન્યે કો મનુજને આજ
જ્યોતિ ઝળહળ એ દાખવવા. ૪૦

અનુષ્ટુપ્

વિરમ્યું ભવ્ય સંગીત;–ધીમે ધીમે ઢળી જતો
ઝણઝણે ધ્વનિ હેનો જો! મૂર્છામાં પીગળી જતો. ૪૧
ઊંડી વ્યોમગુહામાંહિ પડઘા મધુરા પડી
ગમ્ભીરતા વળી ધારે દિવ્ય એ ગાનની ઝડી. ૪૨

ઉપજાતિ અને ઉપેન્દ્રવજ્રા.

અને પછી વ્યોમનીં પેલી પાર
અ પૂ ર્વ ગી ત ધ્વ નિ ના પુકાર
ગાજી રહ્યા ગમ્ભીર ને મધુરા,
અવર્ણ્ય જે'ના સ્વર ઉચ્ચ પૂરા. ૪૩

અસંખ્ય ભેળા જળઘોઘ આવે
અને મહાગાન હશી મચાવે
બ્રહ્માણ્ડના સર્વ સમીર ભેળા
મળી ગજાવે રવ એકવેળા; ૪૪
અનન્ત સિન્ધુ મળી ઘૂસી ગાજે;
સુમન્દ્રઘોષે ઘન સર્વ વાજે;—
બધાં ભળે આમ મહાન ગાન,
ન તોય એ આ ધ્વનિની સમાન. ૪૫

દોહરા.

પ્રકૃતિબાળના ગાનથી શતગુણ આ ગર્જિત
વ્યોમપારથી ઊપન્યો ધ્વનિ રેલ્યો જ દિગન્ત. ૪૬
તદપિ મધુરતા અવનવી હેમાં વસે અપાર;—
જો! આ સહસા શો થયો અપૂર્વ સાક્ષાત્કાર! ૪૭

વસન્તતિલકા.

જો! વ્યોમગોળ સહસા ચળકંત ભૂરો
ફાટ્યો વિશાળ જ, અને મહિંથી મધુરો
તેજઃપ્રવાહ વહિયો લહરી જ લેતો,—
મીઠી નદી અમીતણી નિકળી જ એ તો. ૪૮
જે'વી મનોરમ રમે કદી સિન્ધુપૂરે
જ્યોત્સ્ના અપૂર્વ લસતી કંઈ રંગ ભૂરે,
હેવી વહી સરિત આ અમીની અમોલી,
જે'ના તરઙ્ગ કંઇં મન્દ રહ્યાછ ડોલી. ૪૯
ને આ અલૌકિક સુવર્ણની નાવપંક્તિ
જાતિ સરી સરિતમાં કંઇં વેગવંતી;

પ્રત્યેક નાવ મહિં દિવ્ય સ્વરૂપ ધારી
બેઠાં હસે અમર—કો નર કોઈ નારી;— ૫૦
ઉત્કૃષ્ટ સાધુજન માનવભૂમિમાંહિ
ચાલી ગયા અરિત્તસૌરભ વેરી કાંઈ
ઉદ્ધારતા મનુજ પામરને સુબોધે;
ને જે મહર્ષિજન તત્ત્વ અનાદિ સોધે, ૫૧
ને માનવીહૃદયને કંઈ ઠારનારા
સદેશ દિવ્ય વહતી કલગાનધારા
રેડી સૂકા ભવરણે કુસુમો ખીલાવ્યાં,
હેવા અનેક કવિકોકિલ ધન્ય આવ્યા. ૫૨
ને મર્ત્યજીવનની ગુપ્ત વિનમ્ર વીથી
જે'ણે ઉદાર ગુણથી ઝળકાવી દીધી,
હેવાં અનેક કંઈ રત્ન અમોલ રંક
પામ્યાં ઊંચું પદ મહાન જ સાધુસંગ;— ૫૩
હેવાં બધાં સુજન દિવ્યગણે ગણાતાં,
તેજસ્વિ નાવ ચઢી આસ સલીલ જાતાં:
ને એહ દિવ્યગણમાં પ્રિયપૂજ્ય દીઠાં,
દીઠાં વળી પ્રિયજનો કંઈ પ્રેમમીઠાં. ૫૪

ગીતિ.

જો! સહસા આ ફાટયું અપૂર્વ ને ભવ્ય શાન્ત તેજતણું,
તદપિ નયન ઝંખવતું બ્રહ્માણ્ડ જ્વલંત, જેહ દૂર ઘણું. ૫૫

ઉપજાતિ—વસન્તતિલકા.

અને મહિંથી કંઈ ભાનુ કોટિ
ઝંખાવી દેતો જ પ્રચણ્ડ જ્યોતિ

તથાપિ ઊંડી કંઈ શાંતિ ધારી,
જો! આમ આ ઝળહળ્યો શું અગાધ ભારી! ૫૬

એ જ્યોતિના પૂર અગાધ માંહિ
અનન્ત બ્રહ્માણ્ડ ડૂબ્યાં જ કાંઈ;
ડૂબ્યા બધા દિવ્ય ગણો તરંત,
ડૂબી વળી ઊર્મીતણી નદી વેગવંત. ૫૭

પ્રચણ્ડ એ જ્યોતિ અખંડ વ્હેતો
વિશાળ આ વિશ્વ વિલોપી દેતો;
ના જ્યોતિથી ભિન્ન દીસે જ કાંઇ,—
આ પેર જો ! પ્રકૃતિ ડૂબી પુરુષ માંહિ ૫૮

સન્ધ્યામુખેથીઁ ઝરતી અમીકાન્તિ પીતાં
શૈલોતરૂ રમણીએ જ દીઠાં ન દીઠાં. ૩
એ સુન્દરીહૃદયની ઊંડીઁ ઊંડીઁ છાય
આ દૃશ્યમાંહિ પ્રતિબિમ્બત કાંઈ થાય,
ત્હેને ન લેખતીઁ ઊભી લલના વિચારે
ને દૃષ્ટિ દૂર, કંઈ દૂર, ઝીણી જ નાંખે. ૪
ધોળા તરઙ્ગ તટશૈલતળે નચાવે,
ને ગાય વાળુતટ ગાન જ ઊંડું ભાવે;
સિન્ધુ અસીમ પડિયો ધરીઁ ઊંડું ધ્યાન,
સંબોધતો ધ્વનિ ગભીર અનન્તતાનો. ૫
તે સિન્ધુઘોષ સુણતી, ન સુણંતી બાલા,
ઊભી નિરીખતી અદૃશ્ય કંઈ રસાલા;
હેને નિહાળી રહી સ્નેહથી શુક્રતારા,
તે જોતીઁ, જોતી નહિં, ભાવનિમગ્ન બાલા. ૬
જોતી જ એક દિશ એ અનમેષ નેને,
ઉત્કણ્ઠ એક સુણવા પદઘોષ પ્રેમે;
દાબે કરે ધડકતું ઉર ગૂઢ ભાવે,—
"હા! કેમ આંહિ હજી પ્રાણસખા ન આવે?" ૭

## ઉન્નત પ્રયાણ.

+ રેખતો.

ગગન કોરે ગિરિ ઘેરા
સુનિમ્રત ધારતા પેલા; ૧
ઝીણા ઘ ન ધૂ મ પ ટ કે રી

+ "અહા પૂરી ખીલી ચંદા'—એ ચાલ.

જવનિકાએ લીધા ઘેરી; ૨
અને વચ્ચે દીસે પેલાં
ઊંચાં તરુઝુંડ ઊભેલાં; ૩
દીસે ઝાંખાં ધુમ્મસગોટે,
દીસે અધિકાં ઊંચાં જો તે! ૪
ન હાલે પાંદડાં નામે,
રહ્યાં સ્થિર નિશ્ચળાં ઠામે, ૫
દીસે તરુવૃન્દ એ બ્હોળું
શકે ભૂતડાંતાણું ટોળું! ૬
અલૌકિક આ બધી રચના
બની અતુલા હૃદયમથના; ૭
અકથ ભાવો દિયે પ્રેરી
હૃદયવૃત્તિ રેલતી અનેરી. ૮
ઊડું સહસા ઊંચે આ ક્ષણે;
હૃદય મુજ ભાવિગાનો સુણે; ૯
અને એ ગાન માંહિ ઝીણું,
ગૂંથાયું ગાન બીજું સુણું: ૧૦
મધુર પ્રેમે ઘડયું ગાન જે
સખી! આપણાં હૃદય ગૂંથતે. ૧૧
અલૌકિક આ ગિરિરચના
નિરખી ઊછળે વિચારો ઘણા;– ૧૨
ન દીઠા કો મનુજબાળે
દિવ્ય લોકો કદી કાળે, ૧૩
ઊડી સહસા હૃદય મુજ તે

અલૌકિક લોકમાંહિ વસે ૧૪
વળી સહસા હૃદય જો ! પડે,
મૂકયાં પ્રિય પૂંઠળે ત્ય્હાં અડે. ૧૫
લઉં ખેંચી સહુ પ્રિયને,
અને ઊડું ફરી ગગને, ૧૬
સુણું ને સુણાવું સહુ પ્રિયને
મધુરગાન પેલું જે ગણગણે. ૧૭
અહા ! વાઞ્છા હૃદય ધરતું,—
સુણું ગાન એ નિરન્તર હું. ૧૮

## સૂકા વેરાનમાં કોયલ.

*રાગ મહાડ.

આ વેરાન વિશે આ વેળ શો
મીઠો ટુહૂટૂહુકાર ?
તપી સૂકી વનભૂમિ બધી, મહિં એક લીલું કુઞ્જાગાર;
ઊડી બેઠી મહિં એકલી પેલી કોયલ અમૃતની ધાર
રેડે રેલી મીઠો ટૂહુકાર. ૧

રેલાઇ રેલ અમીતણી એ ફેલી વેરાનમોઝાર;
તપ્ત શિલાતૃણ શૈલનાં બન્યાં શીતળ જોતાં વાર;
આ શો મીઠો ટુહૂટૂહુકાર ! ૨

સૃષ્ટિ બધી અમીપૂરથી ભરી, ખાલી નહિં તલભાર,
તો કેમ આ ક્ષણ પેસે નહિં, જો, ભેદી આ હૃદયદ્વાર
હાવો મીઠો ટુહૂટૂહુકાર ? ૩

* 'મ્હારી ઝૂંમાં ત્હારે કારણે મેવાડો રે મલીર'—એ ચાલ.

અવિરત અમૃતની ધાર આ મ્હેં પીધી અણગણવાર;
ધરાઇ જઈ એહ રેલથી જડ હૃદય બન્યું શું આ વાર?
પીએ ન મીઠો ટુહૂટૂહુકાર. ૪

દિવ્ય ગાન તુજ કોકિલા ઓ! સંતૃપ્તિ કેમ તે ઠાર?
સંતૃપ્તિ લૌકિક વસ્તુમાં; અને નિશ્ચે અલૌકિક સાર
ત્હારો દિવ્ય ટુહૂટૂહુકાર. ૫

તો હું માગું આજ કોકિલા! તુજ દિવ્ય પ્રભાવ અપાર;
તન્મય કર્ય તુજ સત્વસંગે મ્હારું જડ હૃદય આ વાર,
પ્રેરી દિવ્ય ટુહૂટૂહુકાર; ૬

જેથી એ લીલું કુઞ્જ બની રૂહે સૂકા ભવરાન મોઝાર,
કવિતકોકિલા માંહિં વશી રેલે અવિરત ને સુખકાર
તુજ શો મધુર ટુહૂટૂહુકાર. ૭

પડઘા થાય ગિરિની માંહ્ય,
સુણી તે ભૂલ્ય માંહિ ભમાય;
જાણે બોલી મોરી માય,
દેખે નહિં, અધિક અકળાય. ૩

કરતું અધિક ઊંચો નાદ,
ધરતું માડીકેરી યાદ.
ચોગમ બાળ જોતું જાય,
વાંકી ધવળ ડોક સુહાય. ૪
નીચે ગાઢ ઝાડી ઘોર,
માંહિં સાવજોનો શોર;
સુણીને બાળ શું ગભરાય!
ક્યહાંથી માડીસોડ્ય લપાય? ૫
"ધીરજ ધર્ય તું, વ્હાલા બાળ!
આ હું આવું છું તત્કાળ."
બોલી એમ મ્હેં તે વેળ,
ટેકરી ટોચપર જઇ સ્હેલ, ૬
લીધું ગોદમાં અજબાળ,
ચુમ્બન કીધલાં દસ બાર;
ઊતરી કઠણ પર્વતવાટ
મૂક્યું બાળ જ્યહાં હતી માત; ૭
લાગ્યું ધાવવા તત્કાળ
મ્હારું મીઠું અજનું બાળ;
ને જો! નદીમાં અજશાવ
ધાવે માતને ધરી ભાવ! ૮

અવિરત અમૃતની ધાર આ મ્હેં પીધી અણગણવાર;
ધરાઇ જઈ એહ રેલથી જડ હૃદય બન્યું શું આ વાર?
પીએ ન મીઠો ટુહૂટૂહુકાર. ૪

દિવ્ય ગાન તુજ કોકિલા ઓ! સંતૃપ્તિ કેમ તે ઠાર?
સંતૃપ્તિ લૌકિક વસ્તુમાં; અને નિશ્ચે અલૌકિક સાર
ત્હારો દિવ્ય ટુહૂટૂહુકાર. ૫

તો હું માગું આજ કોકિલા! તુજ દિવ્ય પ્રભાવ અપાર;
તન્મય કર્યે તુજ સત્વસંગે મ્હારું જડ હૃદય આ વાર,
પ્રેરી દિવ્ય ટુહૂટૂહુકાર; ૬

જેથી એ લીલું કુઞ્જ બની રૂહે સૂકા ભવરાન મોઝાર,
કવિતકોકિલા માંહિં વશી રેલે અવિરત ને સુખકાર
તુજ શો મધુર ટુહૂટૂહુકાર. ૭

## અજશિશુ.

હયોર.

પેલું બકરીકેરું બાળ
વિખૂટું માડીથી આ કાળ,
ઊભું ઉચ્ચ ગિરિને શૃઙ્ગ,
કોઇ નાહિં હેની સંગ. ૧

ઊજળું બરફસમ સોહાય,
પાછળ શિલા શ્યામ જણાય,
કરતું કરુણરવ કંઇં મન્દ,
વિસરી સહજ નિજ આનન્દ. ૨

અહો તારલા ! ત્હમો જાણો
હૃદય આ વ્યથાતણી ખાણયો. ૯

કહું કો'ને વ્યથા આ ઊંડી ?
રજનિમાં ઊઠી રજનિમાં બૂડી. ૧૦

ગભીરી ઘોર આ રજની–
તણા ભેદો કહું, સજની ! ૧૧

મનોનયને જ જે ઝાંખ્યા,
હૃદયદર્પણે જડી રાખ્યા.— ૧૨

તજી ક્રૂર જે પતિપિશાચે
સતી સુન્દરી વિષયકાજે, ૧૩

હૃદય તેહનું લઈ, સજની !
બની છે ઘોર આ રજની. ૧૪

ભૂંડા મોતે દીધી છેદી
લગ્નગ્રન્થિ સતી કેરી; ૧૫

રઝળતી મૂકી પતિવિહીના,
ન રોતી દુઃખમાં લીના; ૧૬

હૃદય તેહનું લીધું, સજની !
ની ત્હેની જ આ રજની. ૧૭

ન પામે પામવા ના મથે
અલભ સુન્દરીતણું જે હૃદે, ૧૮

તદપિ દાસ સુન્દરીના બન્યા
નિરાશા દિવ્યમાં જે પડયા, ૧૯

થાતાં તૃપ્ત છૂટયું એહ,
શોભી અધિક ઊજળી દેહ;
નાચ્યું શિશુ ધરી ઉછરંગ,
નાચ્યું હૃદય મુજ તે સંગ. ૯

## ગભીરી રજની.

× રેખતો.

ગભીરી ઘોર આ રજની
ભણે ભેદો ઊંડા, સજની! ૧
નહિં ભેદ એહ વંચાતા,
હૃદયભાવે પ્રગટ થાતા. ૨
બિહામણું વ્યાપ્યું આ ગાઢું
તિમિર કજ્જલોથકી કાળું; ૩
હૃદય આ ઘેર્યું અંધારે,
સખી! તુજને દીસે કય્હારે?
વ્યથા ઊંડી અકથ રેલી,
હૃદય આ લીધું સખી! ઘેરી. ૫
મહિં ચમકે નિરાશાતણા
કંઇ ઝાંખા તારલા ઝીણા;— ૬
રજનિ-અન્ધકારમાંહિં જડયા
ઝીણા તારલા ચમકતા પડયા. ૭
ચમકતા તારલા કે'વા!
ભૂતાવળ કારમી જેવા! ૮

× 'અહા પૂરી ખીલી ચંદા'—એ ચાલ.

અને કળતી વળી, સજની !
ગભીરી ઘોર આ રજની. ૩૧

## ઊંડી રજની.

+ રાગ મ્હાડ.

આ શી ઊંડી રજની આજની
ભણે ઊંડા ભણકાર !
ઘેરી ગુહા આકાશની રે
માંહિ સૂતો ઊંડો અન્ધકાર,
ઊંડાં ડૂબ્યા નભતારલા કંઈ
ગૂઢ સંદેશ વ્હેનાર રે;
આ શી ઊંડી રજની ! ૧
શાન્તિપૂર રેલી રહ્યું રે
ઊંડું, અદ્દભુત, સહુઠાર,
એ પૂરને ઝીણું ઝીણું હલાવી
છાનો અનિલ રમે સુકુમાર રે;
આ શી ઊંડી રજની ! ૨
ડૂબી ઊંડી એ પૂરમાં રે
ત રુ વ ર કે રી હા ર,
મોહમન્ત્રથી મૂઢ બની એ
કાંઈ કરે ન ઉચ્ચાર રે
આ શી ઊંડી રજની ! ૩
મૂઢ બન્યો એહ મન્ત્રથી રે
સ્તબ્ધ ઊભો હું આ વાર;

+ 'મ્હારી ઝૂમાં ત્હારે ઓઢણે મેવાડો રે મલીર'—એ ચાલ.

પડયા ઊંડા મધુર શોકે,
હૃદય આંસુડાં વહ્યાં રોકે;— ૨૦

અલૌકિક પ્રેમીઓ હેવા જે,
શોકગાન જે-હૃદય ગાજે, ૨૧

લઈ ત્હેમનાં હૃદય, સજની !
રચી આ ઘોર જો રજની. ૨૨

પ્રલયગાન ઘોર ગંભીરું;
રજનિતારલા ગાય ધીરું ; ૨૩

સુણું દિવ્યગાન એ હું ઊંડું,
અને સુખદુઃખમાંહિં બૂડું. ૨૪

નિરખું નેને કિનારા, જ્યહાં
ઊભાં પ્રિય સર્વ જો ! આપણાં; ૨૫

અને નિરખું તહિં આપણાં;
જીવન રમ્ય એકઠાં જો બન્યાં. ૨૬

ગભીરી ઘોર એ રજની
ઊંડા ભેદો ભણે, સજની ! ૨૭

હૃદય મુજ જે વ્યથા વ્યાપી,
નહિં જે તુંથી જશે માપી, ૨૮

અહો ! એ કોઇ ના કળતું,
હૃદય ઠંડી આગમાં બળતું; ૨૯

કળે એક તારલા પેલા,
ઊંડે અન્ધકાર વ્યાપેલા; ૩૦

કુહૂ કુહૂ કરીં વારંવાર
અમી વરસતા તુજ ઉચ્ચાર;
શીંખવે મુજને ગાન રસાળ,
આપું આંબામોરનીં માળ. ૩

## ચંદા

ચોપાઇ.

ચંદા પેલી ચઢીં આકાશ,
મુજને નિરખે કરતી હાસ!
હસતી ચંદા મુજને ગમે,
નદીજળે પડીંને જે રમે. ૧

ચંદા જાગે આખી રાત્ય,
દિવસે તો સંતાડે જાત્ય.
ચંદા દિવસે કાં સંતાય?
દીસે તો કાંઈ રોતીં જણાય? ૨

ચંદા પડીંને તરુમાં રસે
હીંદોળા લેતી શી હસે!
પવન મીંઠાં હાલેડાં ગાય,
ચંદા પછીં જળમાં સૂઈ જાય. ૩

માડી! મુજને ચંદા ગમે;
ધન્ય જેહ ચંદાશું રમે.
ચંદાસંગે રમવા જાઉં,
હેની પેઠ હીંદોળા ખાઉં. ૪

ગૂઢ અસંખ્ય ભેદો કંઈ
  કરે ચોગમ ઘોર ઝંકાર રે
    આ શી ઊંડી રજની! ૪
જાગી ઊઠી એ ઝંકારથી રે;
  અનુભવું દિવ્ય આ થાર;
ભરાયું ભેદ અસંખ્યથી રે
  મ્હારું હૃદય ફાટે શતધાર રે
    આ શી ઊંડી રજની! ૫
ગૂંથાયું એ શત ધારથી રે
  એહ સ્તબ્ધ હૃદય આ ઠાર;
શાન્ત, અદ્ભુત, ઊંડા કંઈ,
  સુણે ઉચ્ચ ગાનના પુકાર રે
    આ શી ઊંડી રજની! ૬

## કોયલ.

ચોપાઈ.

કોયલડી! તું ક્યહાં સંતાય?
મીઠાં ગીતડાં ગાતી જાય.
શોકથકી તું દીસે દૂર.
નિત્ય રમે હર્ષતણે પૂર. ૧
મીઠો સ્વર તુજ અનુપમ દીસે,
હું નવ જાણું તું ક્યહાં વસે.
ક્યહાંથી શીખી અદ્ભુત ગાન?
ખરે સ્વર્ગ છે હેનું સ્થાન. ૨

મૌન ધરી રૂહે નિશ્ચલ ઊભો,
ઊંડા વિચારમાં કંઈ ડૂબ્યો,
અદ્‌ભુત એ રચના ગિરિતણી;
નવ વર્ણાય ન જાએ કળી. ૩

## તારો.

ચોપાઇ

'તારા! ચળક ચળક તું થજે
મુજમન કૌતક કંઈ ઊપજે,—
કોણ હઈશ તું ઊજળે નૂર,
આ જગથી ઊંચો અતિ દૂર ૧
ને ચળકંતો વ્યોમની વિશે
હીરા સરિખો તું કંઈ દીસે',
તુજ સરખા નભમાંહિ અસંખ્ય
ચળકે તારા ઉજ્જવળ અંગ; ૨
આખો દિન નભમાં સંતાય,
સાંઝે નિકળે ઘરથી બધાય;
એક પછી એક જ આવતા,
કૌતુકનજર નીચે નાંખતા; ૩
કોઇ મધુર લોચન સ્થિર ધરી,
કો હસતા ચમકારા કરી,
તારા નિરખી રૂહે મુજ ભણી—
થાકું હું એ તો ગણી ગણી.

## ગુલાબ.

ચોપાઈ.

ગુલાબફૂલ તું શું મલકાય?
તુજ મન હર્ષ ઘણો લ્હેરાય.
નિરખી નિરખીને આકાશ,
કાલું કંઇ તું કરતું હાસ. ૧
પવનસંગ તું રંગે રમે,
સુગન્ધ મીઠો ચોગમ ભમે.
પાંખડીં તુજ કોમળ સુકુમાર,
ધરે રંગ મૃદુ હસતાંવાર. ૨
હસતું રૂહે હો મધુર ગુલાબ!
ભલે ખાલી રૂહે મુજ ફૂલછાબ;
હું તુજને તોડી નહિં દમું,
નિરખીં દૂરથી સુખમાં રમું. ૩

## પર્વત.

ચોપાઇ.

પર્વત ઊંચો સુન્દર દીસે,
વાદળિયો ન્હેની ભણીં ધસે;
'વાદળીશું વાતો એ કરે,'
ને ભૂરું નભ કંઈ કોતરે. ૨
રાત્રિસમે તારા અણગણ્યા
ચમકંતા આ કા શે ચઢયા.
તે પર્વતશિખરે જઈ ઠરે,
રમવા ક્ષણભર વાસો કરે. ૩

વિમલ મૃદુ હાસમાં રે.
વ્હાલી० 3

એ લલનાને તું ઓળખતી,
ઓળખીઁ મ્હેં પણ એ દિવ્ય રતિ,
દર્શન જે દે કદીઁ આ મર્ત્યનિવાસમાં રે
પ્રેમમય હાસમાં રે.
વ્હાલી० 4

ચાલ્ય વ્હાલીઁ! એ દ્વીપે વશિયે,
એ લલના સંગે કંઈ હશિયે,
તરિયે સુન્દરતાસરમાં ઉલ્લાસમાં રે,
હૃદય વિકાસમાં રે.
વ્હાલી० 5

ચન્દ્રકિરણથી તારકફૂલની
માળા ગૂંથી અણગણ મૂલની,
બાંધીએ લલનાને હેના પાશમાં રે,
કાંઈ વિલાસમાં રે,
વ્હાલી० 6

ગૂંથાઈ એ માળાથી સર્વે,—
તું, હું, એ લલના કંઈ ગર્વે,
રમિયે, રમિયે, કાંઈ અલૌકિક રાસમાં રે,
નિરન્તર હાસમાં રે.
વ્હાલી०

અખંડ રાત્રિ રહી જાગતો,
તરતાં નભમાં નવ થાકતો,
તારા ! ચળક ચળક તું થજે,
પછી સિન્ધુમાં ડૂબી જજે. ૫

## સાન્ધ્ય ઘનદ્વીપ.

* ગરબી

વ્હાલી ! પેલો જો ! ઘન–દ્વીપ પડયો આકાશમાં રે,
કનકમય હાસમાં રે.
વ્હાલી૦.
ચંદા, તારા, ઉત્સુક ઊભી,
સાન્ધ્ય દ્વીપની જોવા ખૂબી,
રહી ઝઝૂમી જો ઊંચા આવાસમાં રે
કુતુકમય હાસમાં રે.
વ્હાલી૦ ૧
એ દ્વીપ અલૌકિક રસ ભરિયો,
અનેક ત્યહાં પડી અમરનગરિયો,
સુન્દરતાનાં સરોવરો એ વાસમાં રે,
રજતમય હાસમાં રે.
વ્હાલી૦
એ સરવરમાં સ્નાન કરંતી,
જ્યોત્સ્નામય વપુવાન ધરંતી,
દૈવી લલના રમતી લલિત વિલાસમાં રે,

* મણ દીસે છે અલબેલા ત્હારી આંખ્યમાં રે' એ ચાલ.

વસન્તતિલકા.

દીઠી તહિં લટકતી સહકારડાળે,
વીણા અપૂર્વ રવ મંજુલ કાંઇ ઢાળે;
એ વાદ્યતન્ત્રી નવ કોઈ કરેથી છેડે,
તો એ અલૌકિક મનોહર ગાન રેડે. ૬
એ ગૂઢ ભેદ કળવા મથું જોઈ જોઇ,
હેવે સમે પ્રગટી સુન્દરી દિવ્ય કોઇ;–
અત્યન્ત તીક્ષ્ણ નયનો ચળકંત શીળાં,
ને દિવ્યદીપ કર એક ધરંતી ધીરા. ૭
વાણી પછી મધુર સ્નેહભરેલ બોલી;–
"તું માનવી ! નવ સકે કદી ભેદ ખોલી;
જો હું બતાવું તુજને બધું તત્ત્વ ઊંડું,–
વીણા તણું પ્રકટ થાય સ્વરૂપ ગૂઢું" ૮

સોરઠો.

હેવું વદીને દીપ દિવ્ય એહ ઝળકાવિયો,
ને મુજ નયનસમીપ અદ્ભુત દર્શન પ્રગટિયાં. ૯

ભુજંગી.

દીઠી દિવ્ય મ્હેં સુન્દરીઓ અનેક,
ચઢે કાન્તિમાં એકથી કાંઇ એક,
મહિંથી પછી એક વીણા સમીપે;
ઊભી આવીને;–દિવ્ય વસ્ત્રો શું દીપે ! ૧૦
લઈ પેલી વીણા ઊભી વ્યોમછેડે,
ચઢી મેઘના હેમશૈલાગ્ર પ્રેમે;
ગુલાબી રૂડા ગાલ હાસે હસાવી,
વીણાતન્તુએ અંગુલીઓ નચાવી. ૧૧

## કવિહૃદય

વસન્તતિલકા.

બંને તટે ઘન તરુવર જો ! ઝઝૂમે,
ને કોઇ વેળ સરિતાજળ મીઠું ચૂમે,
હેવાં અસંખ્ય તરુવૃન્દની શ્યામ છાય
ધારી ઊંડા ઉરવિશે નદી ચાલી જાય. ૧

ઊંચા ઊંચા ગિરિવરો તટ બે ઉભેલા
લાંબા અનન્ત રચી કોટ નભે અડેલા,
એ વ્યૂહ ભેદી સરિતા સ્થિર વ્હેતી ચાલે,
ને કોઇ વેળ સુગભીરું જ ગાતી મ્હાલે. ૨

મધ્યાહ્નસૂર્યકર તીવ્ર જહિં ન પેસે,
હેવા સુશીત સરિતાતટકુઞ્જ દેશે
સૂતો સૂતો હું સુણતો સરિતાનું ગાન
નિદ્રા વિશે ડૂબી ગયો, ભૂલી વર્તમાન. ૩

અનુષ્ટુપ્.

ડૂબ્યો નિદ્રા વિશે તો એ જાણ્યું મ્હેં જે હું જાગિયો
શ્રવણે પડતાં ઊંડો ગીતધ્વનિ અપૂર્વ કો. ૪

શિખરિણી.

પછી જાણે હું તો સરિતજળમાં ધુમ્મસદળે
વીંટાઇને ચાલ્યો; ધુમસતિમિરે માર્ગ ન જડે;
અને તો એ નૌકા મુજ સરી જતી વિઘ્નરહિતા;—
અને ઊભો અન્તે અનુપમવને હું જ સહસા: ૫

વસન્તતિલકા.

વેરંતી એ રજતહાસ હસે દિશામાં.
વીણા વગાડતી ઊભી રમણીય રામા,
ને છેડતી યદપિ એક જ તન્તુ મીઠે
તો એ ગભીરરવ તન્તુ સ્ફુરન્ત દીઠે. ૧૮
ને અન્ય તન્તુ સ્ફુરતા કંઈ ઝીણઝીણા
ને મિશ્રગાન ઝરતી રહી એહ વીણા,
બોલી સખી મુજ,—"અલૌકિક ઓ તું ચંદા!
ત્હારી મીઠી કનક-અંગુલિયો શી ધન્યા!" ૧૯

અનુષ્ટુપ.

ખશેડી સર્વને આઘી આવી કો પ્રૌઢ સુન્દરી,
તેજસ્વી ટપકીવાળું શ્યામ અમ્બર જો! ધરી. ૨૦

× રેખતો.

લીધી વીણા પછી કર એ;
તન્તુ છેડે શી મદભર એ!
ગભીરો ભવ્ય ગીતધ્વનિ
મચાવી રહી એક અંગુલી; ૨૧
તદપિ ઝીણા મૃદુ મધુરા,
અમીરસથી ભર્યા પૂરા,
તન્તુ છાના કંઈ ઝણઝણે,
યદપિ અંગુલી ન હેને અડે. ૨૨
સખી મુજ દિવ્ય વદી ત્યાંહિં;
"ભવ્યગાન આ ઊછળ્યું આંહિં,

× 'અહાપૂરી ખીલી ચન્દા'—એ ચાલ.

અને ગાન જો મન્દ વીણા વિશેથી,
રહ્યું રેલી આનન્દનાદી રસેથી;
અને એક આનન્દતન્ત્રી જ જોડી,
તથાપિ બીજી શોકની તન્ત્રી પેલી ૧૨

જરા કમ્પી ઊંડું ઊંડું ગાન રેડે,
અને તન્તુ બીજા વળી નાદ ભેળે;
સખી દિવ્ય કહે,–"જો હમણે વિશ્વવન્દ્યા,
વગાડે છ વીણા રૂડી દેવી સન્ધ્યા." ૧૩

અનુષ્ટુપ્.

પછી બીજી તહિં આવી દિવ્યસુન્દરીવૃન્દથી,
સન્ધ્યાહસ્તેથકી લીધી વીણા વિભ્રમ મન્દથી. ૧૪

વસન્તતિલકા

લાજાળી એ લલિત સુન્દરી લેતી વીણા
ઉદ્બોધતી રજત–અંગુલિયેથી ઝીણા
ઝીણા સ્વરો વિરલતન્તુ ધીરેથી સ્પર્શી;–
ને શાન્ત ગાનતણી હેલી રહી જ વર્શી. ૧૫

ને આ ક્ષણે પણ ઊંડા કંઈ અન્ય તન્તુ
નાચી રહ્યા ધ્વનિ ગભીર દઈ અનન્ત
બોલી સખી મુજ,—"વગાડતી આ રસાલા
કે'વી રહી મધુર સુન્દરી શુક્રતારા!" ૧૬

સોરઠો.

પછી વળી બીજી ત્યાંહિં ચમ્પકવર્ણી સુન્દરી,
વીણા લઈ કરમાંહિ, વ્યોમ ચઢી નવયૌવના. ૧૭

વસન્તતિલકા.

વેરંતીઁ એ રજતહાસ હસે દિશામાં.
વીણા વગાડતીઁ ઊભી રમણીય રામા,
ને છેડતી યદપિ એક જ તન્તુ મીઠે
તો એ ગભીરરવ તન્તુ સ્ફુરન્ત દીઠે. ૧૮
ને અન્ય તન્તુ સ્ફુરતા કંઈ ઝીણુઝીણા
ને મિશ્રગાન ઝરતી રહીઁ એહ વીણા,
બોલી સખી મુજ,—"અલૌકિક આ તું ચંદા!
ત્હારી મીઠી કનક–અંગુલિયો શીં ધન્યા!" ૧૯

અનુષ્ટુપ.

ખશેડી સર્વને આઘી આવી કો પ્રૌઢ સુન્દરી,
તેજસ્વી ટપકીવાળું શ્યામ અમ્બર જો! ધરી. ૨૦

× રેખતો.

લીધી વીણા પછી કર એ;
તન્તુ છેડે શી મદભર એ!
ગભીરો ભવ્ય ગીતધ્વનિ
મચાવી રહી એક અંગુલી; ૨૧
તદપિ ઝીણા મૃદુ મધુરા,
અમીરસથી ભર્યા પૂરા,
તન્તુ છાના કંઈ ઝણઝણે,
યદપિ અંગુલી ન હેને અડે. ૨૨
સખી મુજ દિવ્ય વદી ત્યાંહિં;
"ભવ્યગાન આ ઊછળ્યું આંહિં,

× 'આહાપૂરી ખીલી ચન્દા'—એ ચાલ.

ઉછાળતોં એ હૃદયમથની
ગભીરી દેવોં આ રજની" ૨૩

વસન્તતિલકા.

આ બોલતાં, ઘુઘવતો અતિચણ્ડ વાયુ,
વ્યાપ્યો, અને ઘનદળે નભ સર્વ છાયું;
ને જો! અદૃશ્ય સઘળી થઇ દિવ્ય નારી,
ને હું રહ્યો, મુજ સમીપ સખી જ મ્હારી. ૨૪
બોલી સખી—" અહિં ન માનવ! યોગ્ય હાવે,
બીજા પ્રશાન્ત વનમાં તુજને જ ફાવે."
હેવું વદી નદીકિનાર જ દૂર કાંઈ
મૂકયો મ્હને મધુર કાનન શાન્ત માંહિં. ૨૫
બોલી ફરી;—" મરુતદેવ પ્રચણ્ડ એ તો,
આવ્યો હૂતો ગગન ઘેરીં સમસ્ત લેતો;
સ્પર્શીં ધીરી ગજવશે તહિં પેલીં વીણા,
ઉદ્બોધતો સ્વર ગભીર અને નવીના. ૨૬
એ ગૂઢરૂપ કંઈ દિવ્ય અનેક ધારી,
વીણા અદૃશ્યકર-અંગુલિયે વગાડી;
કો વાર મન્દ મૃદુગાન મીઠું નચાવે,
કો વાર ભવ્ય સુગભીર ધ્વનિ મચાવે; ૨૭
કો વાર તન્ત્રીં ઝીણું ધીર સમીર ચૂમે,
ઝંઝાનિલો કદીં વીણા ગજવી જ ઘૂમે,
બીજાં અસંખ્ય વળીં સત્ત્વ જ દિવ્યરૂપ;
વીણાતણા રવ જગાડીં રહે અનુપ ૨૮

+ રેખતો.

વહ્નિગોળો વીંટયો ઘૂમે,
ગગનમાં તરે અને ઘૂમે,
ધુમસગોટ ચોગમે વેરે—
રવિ એ વીણાતન્તુ છેડે. ૨૯
ગગન નિઃસીમમાં ધાતો,
અનન્તત્વ માપવા જાતો;
ધૂમકેતુ જરા થોભી
વીણા ગજવે ગાનલોભી. ૩૦
ગિરિ ઊંચા, ઊંડો સિન્ધુ
હલાવે વીણાતણા તન્તુ;
કુસુમવનવૃક્ષમાં જે વસે,
દિવ્યસત્ત્વ તે વગાડે રસે. ૩૧
ઝીણી તન્ત્રી વિશે અંગુલી,
વિવિધ રંગની નચવી ને રૂડી,
મધુરું ગાન ઉપજાવે
જઈ ત્ય્હાં ઇન્દ્રધનુ ભાવે. ૩૨
ગભીરો મેઘ, રૂડી વીજળી,
ઊંડી ગર્જના, ઉષા ઉજળી
શિલાખણ્ડમાંહિં પછડાતો,
મહા જળધોધ મદમાતો, ૩૩
મધુર કોકિલા;—સહુ એ સહુ
વીણામાંહિં ગાન રેડે નવું
ગણાવું કેટલાં અણગણ્યાં
દિવ્યજન જે વગાડે વીણા ? ૩૪

+ અહાપુરી ખોલી ચંદા—એ ચાલ.

વગાડી એહ જે જાણે
વીણા ગાન દેતો ત્હેવાને;
અને એક ગૂઢ ગુણ ધારે,
દિવ્ય વીણા વિરલ તારે.— ૩૫

મનુજલોકમાં કલહ ક્રૂરા,
લોભ, મોહ, દ્વેષ કંઇ ઊંડા,
પ્રેમ ભક્તિ, ગભીરી દયા,
અને ભાવ એહવા અણગણ્યા ૩૬

કરે નૃત્ય નિત્ય સંસારે,
નૃત્યનાદ તે શ્રવણ ધારે,
અને તન્તુમાં તદનુસારે,
સ્વરો નચવે જ વીણા એ. ૩૭

સ્વરો એ વહી ભાવનૃત્યે,
દિવ્ય ભવ્ય રૂપ દે સત્યે;
મનુજ અંગુલી ન વીણાને
મુખર કંઈ કરી સકે ગાને; ૩૮

અને જો કદી વગાડે જરા,
ઊઠે સ્વર માંહિંથી બેસુરા—
કહું એક હું ત્હને છાનું,—
'કવિહૃદય' નામ વીણાનું. ૩૯

તન્તુ સુકુમાર અને ઝીણા,
ધરે મૃદુગાત્ર એ વીણા;
મનુજકરધૃષ્ટ–સ્પર્શે કદી,
મૃદુલ વીણા જ તૂટી જતી. ૪૦

ઉપાદાન એહ તન્તુતણું,
રહ્યું ગુપ્ત મર્ત્યજનથી ઘણું;

થઈછું પ્રસન્ન જો આજ હું,
બધું ગૂઢ તત્ત્વ ત્હને દાખવું." ૪૧

સોરઠો.

એમ કહીને નાવ રમ્ય સરિતમાં મૂકિયું,
દિવ્ય સખી ધરી ભાવ મુજને મહિં બેસાડતી. ૪૨

વસન્તતિલકા.

હંકાર્યું ત્યહાં ત્વરિત નાવડું એ સખીએ,
ચાલ્યું ગયું સરતું નાચતું એ નદીએ.
સન્ધ્યાતણો સમય શાન્ત હતો ગંભીર,
ને શીત મન્દ વહતો સુરભિ સમીર. ૪૩
કો મુગ્ધ બાળકી પઠે ઘનમાંહિં ચંદા,
સંતાય ને વળી જણાય હસંતી મન્દા;
ને શૈલરાજ ધુમસે વીંટળાઈ ઊભા,
અજ્ઞાતતા કંઈ અગમ્ય વિશે જ ડૂબ્યા. ૪૪
આછી ઝીણી જવનિકા ઘનની ખશેડી,
ધીમે ધીમે નિકળતી સ્મિતયુક્ત પેલી;
લાજાળ આવી સુમનોહર દિવ્ય બાલા,
આકાશ મન્દિર ઊંડે થકી શુક્તારા. ૪૫
ઊંચી નીચી લહરિયે સરિતા શી ખેલે!
ચન્દા તહિં રજત–ઓઘ અમોલ રેડે;
ધીમે ધીમે રજત–ઓઘ વિશાળ થાતો,
આનન્દ-ઊર્મિ સરિતા હૃદયે ન માતો. ૪૬

ઉધોર.

હેવી રમ્ય રચના માંહ્ય,
નાવડું નાચતું કંઈ જાય;

બોલી દિવ્યસખી પછી વેણ;—
" જળમાં નાખ્યા ઊંડા નેન " ૪૭
જોતાં દીઠું અદ્ભુત કાંઈ,—
સરિતાજળની લહરી માંહિં;
ચન્દાએ રચ્યાંછ અનેક,
કંકણ કનકનાં જ સુરેખ; ૪૮
નાવડું નાચતું જ્યમ જાય,
કંકણ તેમ બહુ ઉભરાય,
બોલી દિવ્ય સખી ફરીવાર,
" જળમાં જો તું બીજી ઠાર. " ૪૯
જોયું;—ને દીઠી જળમાંહિં.
રૂડી શુક્રતારા કાંઈ;
ધરતી સેંકડો પ્રતિબિમ્બ,
લહરી લહરિ માંહિ રમ્ય. ૫૦
ને વળી એહ બીજે સ્થાન,
મ્હોટા રજતસર્પ સમાન;
સળવળતી ચળકતી કાંઈ,
સરિતાજળ ઉછળતું જ્યાંહિં; ૫૧
બીજે સ્થળ વળી એ વેરી,
ઝીણાં સર્પશિશુ રૂપેરી;
સળવળતાં મૂકી જ અનન્ત,
રચના દાખવે ચળકંત. ૫૨

વસન્તતિલકા.

ાલી સખી:—"રજતસર્પ દીસે બધા જે
ા રમ્ય કંકણ પ્હેણે જ સુવર્ણનાં જે

તે સર્વમાંહિં થકી તન્તુ જ તાણી ઝીણા,
બાંધી અમૂલ્ય-સ્વરવાદિની પેલી વીણા. ૫૩
ને પેલી ઊંડી સરિતામહિં શ્યામ છાય,
ઊંચા ગભીર તટશૈલતણી જણાય;
ત્હેમાંથી કોઇ ઘનતન્તુ ગભીરનાદી,
કાઢી ‘ કવિહૃદય ’ કેરી વીણા જ બાંધી.” ૫૪

ઉધોર.

સુણીને આમ અદ્ભુત વાત,
લેવા તન્તુ એ નિજ હાથ,
નાવેથી કૂદી જળમાંહિં,
પડિયો હું અધીરો કાંઈ. ૫૫

અનુષ્ટુપ્.

ને હું તો ઝબકી જાગ્યો,—સખી દિવ્ય દીસે નહિં,
જોવા સર્વ દિશે લાગ્યો;—સ્વપ્નમાયા ઊડી ગઇ. ૫૬
એના એ જ નદીતીરકુઞ્જમાં હું સૂતો દીઠો;
એનો એ જ નદીઘોષ ગાજતો ગંભીરો મીઠો. ૫૭

## તર્કતુમુલ

રોળા.

અણગણ કવિતાતર્ક ઊછળી તરતા મુજ મનમાં.
ને બુદ્બુદસમ ફૂટી જઇ લુપ્ત થતા ક્ષણમાં;
સુઘાટત કવિતામૂર્તિ વિશે પૂરવા મથું ઝટ કે,
સઘળા બદલી રૂપ પકડમાંથી એ છટકે. ૧
અસંખ્ય તારકવૃન્દ ગગનવનમાં દઇ વેરી,
રજની અજપાલિકા નિયમમાં રાખે કે’વી
ફરતા ઊંચે વ્યોમ, અને ગિરિશૃઙ્ગે ઠરતા,
ને નભછેડે જઈ સિન્ધુમાં પાન જર કરતા,—

તારા ભમતા દીસે કંઇં સ્વચ્છન્દે સરવે,
પણ રજની ત્હેમને નિયમ નિશ્ચલમાં ચલવે;
કો ન તજે નિજ માર્ગ, રજનિ હાંકે ત્યમ ચાલે,
આજ્ઞા અનુસરી રહે યદપિ સ્વચ્છન્દે મ્હાલે. ૩
ઓ રજની! તુજ શક્તિ દીસે અદ્‌ભુત એ સાચે,
ક્ય્હાં થકી શીખી એહ કલા નિયમનની આજે?
એ તુજ શક્તિતણો જ અંશ અલ્પ મ્હને દે તું,
નિયમું કવિતાતર્ક વિચરતા મનગગને હું. ૪

## સન્ધ્યાકાળના આકાશભણી જોઇ રહેતી બાળકીને.

તોટક.

ઊજળા અતિ દિવ્ય પ્રદેશ થકી,
જડ મર્ત્યભૂમિ મહિં તું ભટકી;
અહિં નૂતન પાય દીધો શિશુ! ત્હેં,
પૂછું પ્રશ્ન ઊંડો, કંઈ ઉત્તર દેઃ— ૧
નિરખી રહી શું ધરી પ્રીત ઘણી,
ઘનરંગસુરંગિત વ્યોમ ભણી?
જહિં સાન્ધ્ય સુદૈવત વાસ વસે;
શિશુ! કાં તુજ તે સહ આત્મ હસે? ૨
મરુભૂમિતણા રણમાં પડતી,
ઘનધાર નિરર્થક જેમ અતિ,
જગનાં જનનાં જડ નેન પરે
મધુરી રચના સહુ તેમ ઝરે; ૩
તુજ લોચન એ ક્ષણ વાર પડી

મૃદુ સુન્દરતાતણોઁ દિવ્ય ઝડી,
હૃદયે ઊતરી નયને જ ફરી
કંઈ ભાવ અલૌકિક રૂહેજ તરી. ૪

મધુરી ઘનરંગની મૂર્તિતણું
કરતી કંઈ પાન તું ભાવભર્યું;
નિરખી મુજ આ હઇડે જુજવા
ઉછળે કંઈ ભાવ નવા જ નવા.— ૫

અતિ દૂર મૂકી ભૂમિ દિવ્ય જ જે
નવલું કંઈ તે ફરીઁ રૂપ સજે,
સજીઁ નેન સમીપ જ્વલંત તરે,
વળીઁ ભાવિ-સ્વરૂપ રૂડું ચીતરે. ૬

સ્થળ સાન્ધ્યસુદૈવત ખેલતણું
નભમંડળ જેહ અનેરું બન્યું;
નિરખી અનિમેષ જ લોચનથી
રહીઁ તું કુતુકે ભરિયા મનથી. ૭

પ્રતિમા હઇડે તુજ તેહતણી
જુદીઁ મૂર્તિ ધરંતી અનુપ ઘણી;
જડબન્ધનપૂરિત ચિત્ત વિશે
નવ જે કદી એ વિલસંતીઁ દીસે. ૮

હઇડે મુજ આ ક્ષણ એક ઝીણી
ઊઠતી લહરી કંઈ વાઞ્છનની,—
જડ આ હૃદયે મુજ પ્રેમ રસે
તુજ ભાવતણો શત—અંશ વસે. ૯

# કોલાહલમાં ગમ્ભીર ધ્યાન.

* ગરબી

જ ન કો લા હ લ ચોમેર રહ્યોછે ગાજી રે,
અતિકર્કશ ભૂંગળભેર રહ્યાંછે વાજી રે; ૧
અને નગરમાર્ગપર ઘોર રથ ગડગડતા રે,
ચોગમ વ્યાપ્યા શોરબકોર શ્રવણે પડતા રે;– ૨
એ કોલાહલ નવ લેખે સરોવર સૂતું રે,
ઊંચે નિર્મળ નભ ભણી દેખે શાન્ત અદ્‌ભુતું રે. ૩
કદિ મન્દ પવન સવિલાસ સરને ચુમ્બે રે,
તો સ્મિતનો કરીને વિકાસ જળલહરિ કમ્પે રે. ૪
અને ધારી હૃદય રસભેર મૂર્તિ રસીલી રે,
તટ–ઉપવનનાલીકેરતણી જે ગભીરી રે, ૫
અને ગઢ જે ઊભો કિનારે ભવ્ય પુરાણો રે,
રચી વ્યૂહ બુરજનો ભારે મેઘ જે'વો જાણયો રે, ૬
ઊભો ગમ્ભીર મૂર્તિ ધારી ધરે ધ્યાન ધીરું રે,
ત્હેની અચળ છબિ શાન્ત વારિ ધરેછે ગભીરું રે. ૭
એમ હું પણ આ સંસારકોલાહલમાં રે,
દીસું ગૂંથાયો અતિશ અસાર માયાવમળમાં રે, ૮
તેહ ક્ષણ પણ મૂર્તિ નિહાળું અનન્તત્વકેરી રે,
અને અન્તર છાયા ધારું ઊંડી ભાવઘેરી રે. ૯

---

* અમદાવાદ નામે આજ શહેર છે સારું રે'—એ ચાલ.

## પ્રાતઃકાળનું ધુમ્મસ.

પ્લવંગમ.

ધુમ્મસ ગાઢું આમ છવાયું ચોગમે,
વ્યોમસરોવરવૃક્ષતણાં જીવન દમે;
અન્તર કંઈ ગૂંગળાય ભરાયું ધૂમથી,
ઊંડી નિરાશા નદી અહિં આ ઘૂમતી. ૧

ને જો! એકાએક ધુમસપટ આ ખસી
આનન્દછબિ આજ ઊભી! જો!શી હસી!
સૂર્યે સ્પર્શી પીંછી કનકની જેટલે,
આલેખાઈ મીઠી છબિ અહિં તેટલે. ૨

ભૂરું હસતું વ્યોમ, સરોવર નિર્મળું,
ને ઊંચું તરુવૃન્દ, અને નભવાદળું,—
સર્વે કેરી રેખ ઝીણી ઝીણી આંકતો
એક પછી કંઇ એક રવિ જો! ઝાંખતો. ૩

હા! મુજહૃદયે શોકધુમસ વ્યાપે જયહાં,
ને થાયે સહુ લુપ્ત મનોહર ભાવના,
તે વેળા મુજ વ્હાલી! તવ સ્મિત સ્પર્શતાં
છેદાએ એ ધુમસ, અને પછી હર્ષ ત્ય્હાં ૪

આલેખે બહુરૂપ સુરેખિત કંઈ છબિ;—
હેવી રચના આજ નયન આગે ઊભી.
સંશયધુમ્મસ રેલી હૃદયને કંઇ દમે
ને પછી એકાએક ઝળકતું કો સમે ૫

જ્ઞાનકિરણ દે ફેડી ધુમસનું પૂર એ,
ને દીસે પછી દિવ્ય કિનારા દૂર જે;
ને ત્યહાં પ્રિયજન રમે છબિ ત્હેની દીસે;–
રચના હેવી આજ નયન આગે હસે. ૬
આ જગધુમ્મસ વિશે હૃદય કદી ડૂબતાં,
ને સહસા કંઈ દિવ્ય ભાવના ઊગતાં;
ધુમ્મસ જાએ ઊડી, કવિતછબિ ઊઘડે;–
હેની આજે મૂર્તિ ઊભી મુજ આગળે. ૭

## સાગરકિનારાનું સત્ત્વ.

ઉધોર.

આ ગમ્ભીર કાળી સાંઝ
ધારે મૌન કારમું આજ;
ઊંડો સિન્ધુરવ પણ શાન્ત
બનિયો જોઈ ઊંડું ધ્વાન્ત. ૧
હેવા શ્યામ સાગરકણ્ઠ
ઊભો હું કંઈ સોત્કણ્ઠ,
જોતો શ્યામ જળની માંહ્ય
તટપર્વત તણી ઘનછાય. ૨
હેવા શ્યામ જળપર ઘેરું
પડિયું શુક્રતારાકેરું
કારમું તેજ કાંઈ વિશાળ,
હેને નિરખી રહી ગિરિમાળ. ૩

કરતું શ્યામ જળને શ્વેત
એ તારાનું ઊજળું તેજ;
કરતું તેજને કંઈ શ્યામ
જળ એ તિમિરઘેર્યું આસ. ૪

સાગરતટ પ્હણે ગિરિ હેઠ,
ઝબુકે વળી એકાએક;
થાએ લુપ્ત જો ! પળમાંહિં
ભડકા ભૂતડાંના કાંઈ. ૫

અનુષ્ટુપ્.

સહસા કોણ આ દેખું સત્ત્વ કારમું આ પળે ?
તારાતેજપટે ઝાંખા સિન્ધુમાંહિંથી નીકળે. ૬
નીકળી અન્તરિક્ષે જો ! ઊભું સત્ત્વ મહાન એ,
તેજસ્વી શીર્ષ છે જેનું સ્પર્શ્યું વ્યોમકમાનને. ૭
પસારી પાંખ બે મ્હોટી શ્યામળી સત્ત્વ એ ઊભું;
દીસતું ઝાંખું એ, તો એ શબ્દ હેના પૂરા સુણું. ૮

વસન્તતિલકા.

"આ સિન્ધુમાં ધશો જતો ગિરિ આ મહાન
અર્ધાન્ધકારમહિં છાય પસારી શ્યામ
આ એક તારકનું તેજ વિલોપી નાંખે
જે શ્યામ સિન્ધુપટમાં કંઈ મન્દ ઝાંખે; ૯

એ આ નિગૂઢ સ્થળની અધિદેવતા હું
ઊંડું રહસ્ય કથવા તુજને હું આવું;
આ સ્થાનમાં પૂરી મૂક્યાં કંઈ તત્ત્વ ગૂઢાં
દીસે ન એ મનુજને જળમાંહિ બૂડયાં:— ૧૦

દુઃસ્વપ્નદર્શનથકી ધડકંતી છાતી
દાબે, અને ભુજવડે પતિકણ્ઠ સ્હાતી,
હેવી પ્રિયા મધુરીનો ભુજબન્ધ તોડી
સૂતો રણે રમણ મૌન અભેદ્ય જોડી; ૧૧
ના જાણતી પતિદશા લલના લગારે,
અંધારભાર દમતો હૃદયે જ ધારે,
ને માંહિં આશ ચમકે કંઈ ઝાંખી ઝાંખે
ત્હેને ઊંડું તિમિર કાંઈ વિલોપી નાંખે; ૧૨
તો એ સુદૂર ઝળકી વળી જ્યોતિ આછી
જોતી રહે જ લલના નયનો વિકાસી;
એ સુન્દરીહૃદયની કંઈ આશ ઝાંખી
આ સ્થાનમાં જળ વિશે ઊંડી પૂરી રાખી. ૧૩
સૂતો પતિ પ્રબળ વ્યાધિ અસાધ્ય માંહિં
ત્હેને નિરીખતી રહી અનિમેષ કાંઈ,
સેવાપરા યુવતિને હૃદયે ઉછાળા
ઊઠ્યા દબાવી દઈ રોતી ન રોતી બાળા; ૧૪
હેના ઊંડા હૃદયમાં ભય–આશકેરું
થાતું મહાતુમુલ જે ન દીસે ગભીરું;—
એ સુન્દરીહૃદયની કંઈ શ્યામ આશ
ઊંડે જળે કરી રહી અહિં ગૂઢ વાસ. ૧૫
હાવાં અનેક અહિં તત્ત્વ રહ્યાં લપાઈ,
પ્રત્યક્ષ તે કરતું સત્ત્વ વસું હું આંહિં:
ચંદ્રા અને રવિ ચઢે ગગને જ જ્યહારે,
આ સ્થાન છોડી પળી જાઉં હું શીઘ્ર ત્યહારે.” ૧૬

સોરઠો.

વદી વેણ આ પેર સત્ત્વ વિરમ્યું એ બોલતાં;
આર્સીમાં એ વેળ ચન્દ્રતેજ કંઈ ચળકિયું; ૧૭

ને જો ! થઈ આરૂઢ સહસા શશિરશ્મિ પરે,
સત્ત્વ સરી ગયું ગૂઢ ચન્દ્રબિમ્બમાં જઈ શમ્યું. ૧૮

## જળધોધ.

વસન્તતિલકા.

લીલી હસંતી રૂડી આ વનભૂમિમાંહિં
ગમ્ભીર શો ઘુઘવતો જળધોધ આંહિં !
ધારે મનોહર કંઈ મૃદુ ફેન હાસ,
તો એ દીસે કંઈ ઊંડો ધરતો નિસાસ. ૧

થોભે જરાક સુણવા નિજ ઘોષ ઘેરો,
પાછો કરે દ્વિગુણ તે ધ્વનિને અનેરો;
ને વાગતાં હૃદય આ રવ એ ગભીરો,
ઊંડો પ્રતિધ્વનિ થતો કંઈ શોકધીરો. ૨

આ ધોધ ને હૃદય આ સમભાવ કે'વાં !
એનાં ગૂંથ્યાં નિકટ જીવનતત્ત્વ જે'વાં.
સંસારના અનુભવો સુખદુઃખ કેરા
બંને વિશે વશી રહ્યા કંઈ રમ્યવેરા. ૩

નિર્દોષ બાળકી ફસી પડી પાપજાળે,
ને જાગતાં જ અનુતાપજ આંસુ ઢાળે;
હેનાં નિગૂઢ રુદનો તણી છાય ઊંડી
આ ઘોરનાદી જળધોધ વિશે જ બૂડી. ૪

આનન્દવાડી રમતાં હશી પ્રેમીજોડાં,

ઇર્ષ્યાકટારી થકી તે સહસા જ તોડયાં;
તે પ્રેમીનાં હૃદયનાં કંઈ શોકગાન,
ઊંડાં સૂતાં જ જળધોધ વિશે મહાન. ૫

આશાતણાં મૃગજળો પૂંઠ દોડી દોડી,
આ મર્ત્યજીવનની ભૂમિ વિલોકી કોરી,
આનન્દસિન્ધુ કંઈ ભાવિતણો નિહાળે,
ને માનવીહૃદય અશ્રુ અમોલું ઢાળે; ૬

એ અશ્રુકેરું દીસતું પ્રતિબિમ્બ ગુપ્ત
ગમ્ભીરનાદી જળધોધ વિશે સુષુપ્ત;—
હેવા સુષુપ્ત કંઇ ભેદ અનેક ધારી
ઘેરું જ ગાય અહિં આ જળધોધવારિ. ૭

હેવા સુષુપ્ત સ્વર ધારતી કાંઈ ઝીણા
અદ્ભુત આ હૃદયકેરી સુવાદ્ય વીણા;
વીણાતણા પ્રબલ તન્તુશું ધોધકેરા
જે વેળ નાદ સહસા અથડાય ઘેરા, ૮

તે વેળ થાય સમભાવબળે પ્રબુદ્ધ
સર્વે સુષુપ્ત સ્વર વેગથકી વિશુદ્ધ;
ને વર્તમાન વળી ભાવિતણા ગભીરા
થાએ અલૌકિક ઊંડા ધ્વનિ કાંઈ ધીરા. ૯

ત્ય્હારે તું ગાન કંઇ શોકભરેલ ગાતો
રૂહેજે ભલે જ, જળધોધ ! ન મૂક થાતો;
ગમ્ભીર આ હૃદયવાદ્ય ભલે જગાવે,
આ વાદ્યને કરુણ ગાન વિશેષ ભાવે. ૧૦

# સિન્ધુઘોષને સંબોધન.

× ગરબી.

'આ ભવ્ય ઘોષ અતિગૂઢ, પડંતાં જે શ્રવણે,
કંઇ ભૂતભાવિના ધ્વનિ ઊંડા હૃદયે ગગણે, ૧
એ ઘોષ ગભીરો સિન્ધુ-ઊંડાણ વિશે જનમી
કંઇ અનન્તતાના પૂર વિશે રહેતો જ રમી; ૨
એ ઘોષ ફરીથી આજ મળ્યો જ અનેક દિને,
ને મુજ હઈડું સહસા જ લિકસી કંઈ શાંત બને; ૩
જેવું આ સિન્ધુનું પૂર નદીમુખમાં પસરે,
ને ખાડી ખાડી ઊંડી બધે પેશી જ ફરે, ૪
ત્હેવું મુજ રગરગ પૂર શાન્ત આનન્દતણું,
ફરી વળિયું સુણી આ ઘોષ;—અને પછી હું ગગણું. ૫

*રાગ મહાડ.

અતિ ગૂઢ ઊંડા ઊંડા ઘોષ ઓ !
ત્હારો ઊંડો ઊંડો શો પ્રભાવ!
રેડે હૃદયનાં ઊંડા મૂળમાં
કાંઈ ઊંડાં ઊંડા દિવ્ય ભાવ. ૬

સ્થાવર જઙ્ગમ વિશ્વ આ સહુ સુવે અંધારી રાત્ય,
તેહ વેળા તારાગણને સુણાવે ત્હારું ગાન ગંભીરું અગાધરે
ઊંડા ગૂઢ ઊંડા ઓ ઘોષ ! ૭

× 'ઈતિહાસની આરસી સાહી મ્હેં જોયું માંહિં'—એ ચાલ.
* 'મ્હારી સૂમાં ત્હારે ઓઢણે મેવાડોરે મલીર'—એ ચાલ.

ચકિત બની રહી તારલા એ સુણી રહે એકતાન;
અનન્તતાનાં ઊંડાં સ્વપ્નાં વિશે તારાગણને ઘુમાવે તુજ ગાનરે,
ઊંડા દિવ્ય ઊંડા એ ઘોષ ! ૮

કલહ, કપટ, દ્વેષ, ક્રૂરતા,—એવા કર્કશ નાદ અનેક,
એ સહુ તુજ ઘેરા ગાન વિશે કંઈ જાય ડૂબી એકાએકરે,
ઊંડા અદ્‌ભુત એ ઊંડા ઘોષ ! ૯

તત્ત્વ ઊંડું કંઈ સોધતા મ્હોટા કવિવર ગાએ ગાન,
તે ગાન તુજ ભવ્ય ગીતધ્વનિનો નવ અંશ બને અણુમાનરે,
ઊંડા હૃદયમથન એ ઘોષ! ૧૦

તોય હૃદય મુજ ઘેલું બની કંઈ મારે ઊંચી ઊંચી ફાળ;
મર્ત્ય પામર કેમ પામી સકે ત્હારી શકિત ઊંડી ને વિશાળરે,
ઊંડા દિવ્ય ઊંડા એ ઘોષ ! ૧૧

મર્ત્યજીવનમાંહિં વ્યાપી રહી દુષ્ટભાવતણી વિષરેલ,
તુજ બળે ટાળી જાય ખરી, તે હું ટાળી સકું શી પેરરે?
ઊંડા દિવ્યપ્રભાવ એ ઘોષ !

તોય યાચું દીનભાવથી હું, રાખી ઊંચી ઊંચી આશ,—
એક જ અંશ તુજ શકિતતણો આપ્ય, મુજને ન કર્ય તું નિરાશરે,
એ તું ઊંડા ઊંડા ભવ્ય ઘોષ ! ૧૩

## તિમિરનું ગાન

વસન્તતિલકા.

ગમ્ભીર આ રજનિના કુહરે નિહાળું,
તારાગણે તિમિર મુદ્રિત જ્ય્હાં વિશાળું

ઊંડું, અલૌકિક, અને અતિગૂઢ ગાન
ગાઈ સુણાવતું મ્હને, સુણું ધારી ધ્યાન. ૧

ને મન્દ નિર્બલ કવિત્વસ્વરો જ મ્હારા,
તે માંહિ એ ગહનગાનસ્વરો વિશાળા
હું રેડવા મથું જ યદ્યપિ પૂર્ણભાવે,
એ ભવ્ય ગાનતણી છાય જ અલ્પ આવે. ૨

નાચે ભૂતાવસળમા પ્રતિબિમ્બતારા,
તે નૃત્યને ધ્વનિ દઈ હૃદયે જનારા,
સિન્ધુ પુરાણ ગજવે કંઈ ઉચ્ચ ગાન,
ને ભૂતભાવિતણું દર્શન દે મહાન; ૩

એ સિન્ધુગાન સઘળું ડૂબી જાય ઊંડું,
જે વેળ આ તિમિરગાન જ થાય ગૂઢું;
ઝંઝાનિલો અચલશૈલ હલાવી દેતા
ઉન્મત્તગાન ગગને જ ગજાવી રહેતા; ૪

ને વજ્રનાદ કરી મેઘ ધ્વનિ મચાવે;
ગાઢાં અરણ્યતરુ ગાન ઊંડું ગજાવે;—
એ સર્વ ગાન લય પામી જઈ વિરામે,
જે વેળ આ તિમિરગાન જ પૂર્ણ જામે. ૫

એ ગાનના સ્વર બન્યા વિવિધસ્વરૂપે,
જે'નું નિદાન રહ્યુંછે હજી અન્ધકૂપે;—
ભગ્નાશ—પ્રેમી—હૃદયે ઊછળે ઉછાળા
ત્હેના બન્યા તિમિરગાનસ્વરો જ ગાઢા. ૬

માતાપિતા વિણુ થયાં શિશુ જે અનાથ,
ઠેશે ચઢયાં જગતની જનમ્યાનીં સાથ,
એ બાળનાં હૃદયનિઃશ્વસિતો જ ઊંડાં,
ત્હેના બન્યા તિમિરગાન—સ્વરો જ ગુઢા. ૭

કો દુષ્ટના વિષવિલોભનમાં ફસાતી
નિર્દોષ બાળવિધવા ઝટ ચેતીં જાતી,
ને જાગતાં હૃદયમાં ધબકાર થાતા,
ત્હેના સ્વરો તિમિરગાન વિશે ગવાતા. ૮

અજ્ઞાતતાકુહરમાંહિં થયા વિલીન
જૂના અસંખ્ય જનવંશ, વળી નવીન
ઊઠયા, ડૂબ્યા, સહુ જ તેતણું ઘોર નૃત્ય
જામી રહે, તિમિરગાન થતાં પ્રબુદ્ધ. ૯

ઊંચું ચઢે તિમિરગાન જ ભવ્ય રૂપે
તે વેળ આત્મ મુજ તેમહિં પૂર્ણ ડૂબે,
ડૂબી સુણે કંઇ અવર્ણ્ય ધ્વનિ ગભીર,
જે શબ્દમાં કંઇક આમ ધરે શરીર;— ૧૦

"બ્રહ્માંડગોળ ચળકંત અસંખ્ય કાંઇ
ઊંચા ઉછાળતીં જ, ફેંકતીં શૂન્યમાંહિં,
હેવી કરે રમત દેવીં અનન્તતા જે,
ત્હેના ધ્વનિ મુજ શરીર ધરી જ ગાજે. ૧૧

એ દેવીં ગર્વ ધરીં મર્ત્ય ભણી જ બોલે;—
'તું કીટ માનવ! ખરે અણુકેરીં તોલે!'
ને તોય એ પરમતત્ત્વમહાન આગે
દેવી ખરે શિશુસમાન જ ન્હાની લાગે." ૧૨

# પ્રકૃતિરહસ્ય અને માનવબાળ.

મન્દાક્રાન્તા.

જો ! જો ! પેલો ઘુઘુઘુઘુઘુઘૂ નાદ ગમ્ભીર બોલે,
ઊંડો પેસે મુજ હૃદય, ને શાન્તિનું તીર ડોલે;
ને થાયે ત્ય્હાં પ્રતિરવ કંઈ ઊપની ઊર્મિમાળા;
ક્ય્હાંથી પામ્યો અતિગહન આ શક્તિઓ સિન્ધુ કાળા ! ૧

અનુષ્ટુપ્.

ઊંડા એ નાદના અર્થો ઉકેલી ના સકું કંઇ;
છાયા માત્ર દીસે આંખી, સ્પર્શતાં તે ઊડી ગઈ. ૨
સ્વપ્નસંસ્કાર એ સર્વ વાંકાચૂંકા ગૂંથી રમું;
હૃદયોર્મિતણા બિન્દુ ઉછાળું સ્વરૂપ એમ હું. ૩

ઉપજાતિ—વસન્તતિલકા.

ધરા ઉછંગે લવીં મન્દ વાણી,
મનુષ્ય જાગ્યો નવજન્મ પામી,
તે કાળ પૂર્વે પણ નાદ આ તો
ગાજી રહ્યો ગહન ગાન અનાદિ ગાતો. ૪
ધરા વિશે માનવ કેરી વાણી,
વિલુપ્ત થાશે સ્થિર મૌન પામી;
ત્હેની પછી એ ગુરુ નાદ આ તો,
જો ! જાગશે ગહન ગાન અનન્ત ગાતો. ૫
તથાપિ સિન્ધુ જનમ્યાનીં પ્હેલાં,
અને લયે સિન્ધુ વિલુપ્ત થાતાં;
ગાજ્યો હતો ને વળીં ગાજશે જો !
સિન્ધુ સનાતન તણો ઘન નાદ બીજો. ૬

* ગરબી.

ઓ ગિરિકોકિલ તું !
શું અદ્દભુત રેલે ગાન ઓ ગિરિકોકિલ ! તું,
તુજ ગૂઢ અર્થનું જ્ઞાન પામું ન કો દિન હું. ૭
મેઘશિખર છૂપી ચંદા વરસે સ્મિત અમીધાર અનન્ત રે
ને ગિરિ, તરુ, જળ મત્ત જ ઘૂમે,—હેવું ગાન રેલંત
ઓ ગિરિકોકિલ ! તું. ૮
લતાસાધ્વી—ઉછંગ ઉછળી કળી રમે લાજાળ રે,
સુગન્ધ ને સ્મિત યોગમ વેરે,—હેવી મધુરરવધાર
ઝરે ગિરિકોકિલ ! તું. ૯
ટિટૂ ટિટૂ ગાન કૂંડાળે ભમતું નભમોઝાર રે;
ગિરિશૃઙ્ગોમાં ધ્વનિ મધુરો દઈ રમ્ય રજતરણકાર
કરે ગિરિકોકિલ ! તું. ૧૦
મધ્યરજનિ ચાંદનીમાં ચળકે, સાગવને ગૂંચવાયું રે,
ધુમસ રૂપેરી, તે પર તરતું ગાન ચમકતું આવ્યું;
જો ! ગિરિકોકિલનું. ૧૧
પ્રિયસહચરીને શું તું સોધે ગાન ગાઈ વનવનમાં રે?
તે થકી શું કંઈ મધુર ગાનને રંગે ભાવ કરુણમાં
ઓ ગિરિકોકિલ ! તું. ૧૨
અવિરત મધુરા ગાનતણી તુજ કવિતા કહીં ન સૂકાય રે,
એ અદ્દભુતગુણ ક્યહાંથી સાંપડયો મધુર જ મધુર જ ગાય
ઓ ગિરિકોકિલ ! તું? ૧૩
માનવજીવનના સુર ઊંડા, પ્રફુલ્લ ને વળી ઘેરા રે,

* 'અલબેલીરે અંબે માત જોવાને જઇયે'—એ ચાલ.

તે સર્વેનાં રહસ્ય સાચાં વાંચી સકે જ અનેરાં
તે ગિરિકોકિલ! તું. ૧૪

નૂતનઘનરંગે રંગીલી સન્ધ્યા લટકે આવે રે,
મધુર અનિલ-ઉચ્છ્વાસથી કરતી અધરસ્પર્શો ભાવે
ઊંચા ગિરિવરને; ૧૫

તોય અડગ ગિરિ સમાધિ ન તજે, તે ગિરિ પણ દ્રવ ધારે રે
જેહ વેળ સુરસુન્દરી સન્ધ્યા લલિત સુરો લલકારે
આ ગિરિકોકિલના. ૧૬

ગૂઢ શકિત ને ગૂઢ અર્થ તુજ કળી સકું શી પેર રે?
મૂઢ બને ગિરિવર જ્યહાં પીતાં અવિરત અમીરસસેર
તુજ ગિરિકોકિલ ઓ! ૧૭

× રાગ મ્હાડ.

ભૂરા વ્યોમ વિશે ગિરિરાજ ઓ!
છાના લેખ લખે શા આજ?
મેઘમાળ તુજ કણ્ઠ વળગતી,
ત્હેને ન જોતો લગાર;
ઊંચા ઊંચા ભૂરા વ્યોમ વિશે તું
લેખ લખે શા હજાર રે?
છાના લેખ લખે શા હજાર? ૧૮
આવી પડતી ઉછંગમાં રે,
કાંઈ હસતી ધુમસની હાર;

× "મેવાડોરે મલીર"–એ ચાલ.

* ગરબી.

ઓ ગિરિકોકિલ તું !

શું અદ્‌ભુત રેલે ગાન ઓ ગિરિકોકિલ ! તું,
તુજ ગૂઢ અર્થનું જ્ઞાન પામું ન કો દિન હું. ૭
મેઘશિખર છૂપી ચંદ્રા વરસે સ્મિત અમીધાર અનન્ત રે
ને ગિરિ, તરુ, જળ મસ્ત જ ઝૂમે,–હેવું ગાન રેલંત
ઓ ગિરિકોકિલ ! તું. ૮
લતાસાધ્વી–ઉછંગ ઉછળી કળી રમે લાળાળ રે,
સુગન્ધ ને સ્મિત ચોગમ વેરે,–હેવી મધુરરવધાર
ઝરે ગિરિકોકિલ ! તું. ૯
ટિહૂ ટિહૂ ગાન કૂંડાળે ભમતું નભમોઝાર રે;
ગિરિશૃઙ્ગોમાં ધ્વનિ મધુરો દઈ રમ્ય રજતરણકાર
કરે ગિરિકોકિલ ! તું. ૧૦
મધ્યરજનિ ચાંદનીમાં ચળકે, સાગવને ગૂંચવાયું રે,
ધુમસ રૂપેરી, તે પર તરતું ગાન ચમકતું આવ્યું;
જો ! ગિરિકોકિલનું. ૧૧
પ્રિયસહચરીને શું તું સોધે ગાન ગાઈ વનવનમાં રે ?
તે થકી શું કંઈ મધુર ગાનને રંગે ભાવ કરુણમાં
ઓ ગિરિકોકિલ ! તું. ૧૨
અવિરત મધુરા ગાનતણી તુજ કવિતા કદીં ન સૂકાય રે,
એ અદ્‌ભુતગુણ ક્ય્હાંથી સાંપડ્યો મધુર જ મધુર જ ગાય
ઓ ગિરિકોકિલ ! તું ? ૧૩
માનવજીવનના સુર ઊંડા, પ્રફુલ્લ ને વળી ઘેરા રે,

* 'આલબેલીરે અંબે માત જોવાને જઇયે'—એ ચાલ.

રવ મનોરમ એ મન રુચતો
વહીં રહે ધ્વનિ કુઞ્જ વિશે ઝીણો.
મનુજજીવનનાં મનનાં વળી
કંઈ રહસ્ય ઊંડાં ઝળકાવતું
અનુપ ગાન હું એ ન સકું કળી,
તદપિ એ મુજને મન ભાવતું.
વિમલ કોકિલગાન તણા ધ્વનિ
સ્મરણમાં ભમતા ઝડપ્યા કંઈ,
કવિતરૂપ રહ્યા ઝટ તે બની;
રસિક ! તે તુજને અરપ્યા અહિં. ૩



પ્રતિહાસ ત્હેને ન દેતો તું તો ઊંડા
મૌનતણો ધરી ભાર રે;
છાના લેખ લખે શા અપાર? ૧૯

નાદ સનાતન સિન્ધુતણો રેડી
રેડી હૃદયમોઝાર;
ઘોળી ઘોળી ગાન અન્તરમાં રચ્યું
ત્હેનો કરે ઉદ્‍ગાર રે
છાના લેખ લખી ગિરિરાજ. ૨૦

શ્યામ રજનિ નિજ અઙ્‍ગુલી નચવે
વ્યોમપટે જે વાર,
તારકમય ગાન ચમકી એ રૂહે તો એ
વાંચી સકું ન લગાર રે
ઊંડા લેખ લખ્યા ગિરિરાજ. ૨૧

ગૂઢ અર્થ તમહૃદયતણા પછી,
કેમ ઊકેલું હું બાળ?
દીન બની લહું આનન્દ ઊંડો,
ઊંડો માનું ઉપકાર રે;
સિન્ધુ! કોકિલ! ને ગિરિરાજ! ૨૨

## ✓ અવસાન.

દ્રુતવિલમ્બિત.

હૃદયકુઞ્જ વિશે વસી કૂજતો
કલ અલૌકિક કોકિલ કો સુણ્યો;

# ટીકા.

**મંગળાચરણ**—આ કાવ્યની આરમ્ભની બે પંક્તિઓ મ્હારા સ્વર્ગસ્થ પિતાએ રચી હતી, અને આગળ રચના કરી ન્હોતી. એ ઉપાડી લઇને બાકીની રચના મ્હેં કરી છે.

પૃ. ૧ શ્લો. ૨ ચરણ ૧. વિપ્રલમ્ભી—(૦મ્હિની)ઠગનારી. વિષય-મોહની–વિષયસુખની લાલચ આપનારી મોહક શકિત, મૂઢ બનાવ-નારી **માયા.**

તાત્પર્ય–દિવ્યધામ જવાને રસ્તે જતાં વચમાં મોહની આવીને મધુ જેવા સ્વરથી, હાથમાં વિષ ધરીને, લલચાવીને આડે રસ્તે દોરવાને મથે, તે ક્ષણે, હે દયાના નિધિ! તું હમારો હાથ પકડી (સહાય થઇ) એ મધુરગાન કરતી મોહનીએ ધરેલી સુરા (મદ્ય) પરિહરવા (પાછી ઠેલવાને) હૃદયમાં બળ આપજે.

પૃ. ૧. શ્લો. ૩. ચરણ ૪. તમને=અન્ધકારને. સદયમને=સદય (દયાયુકત) મનથી.

**અજ્ઞાતહૃદયક્ષોભ**—પૃ. ૨. શ્લોક ૩. ચરણ ૧. શિલાપ્રબન્ધે—પથ્થરના ચણેલા બંધ ઉપર. ફેનિલ=ફીણવાળું.

વાદ્યસમૂહ—Band નું વાજું; વાજાનું band.

શ્લો. ૪. ચરણ. ૧. બે ગાન–એક પ્રકૃતિનું રચેલું,–નદીનું ગાન; બીજું મનુજ (માણસ) નું રચેલું–વાજાનું.

શ્લો. ૪–૫–૬. કલ્પના હાવી છે;—ગાન વસ્તુતઃ એક જ સ્વર-માધુર્યનું પરિણામ છે. તેથી નદીનું ગાન અને વાજાંનું ગાન મૂળ એક જ કુળમાં ઉપજેલાં; અને ઘણું કરી બંને દૂર દૂર વશેલાં. અહિં જ માત્ર નદીકિનારે બાગમાં વાજું વાગતું હતું તેથી અકસ્માત્ ઘણે કાળે બંને ગાનબન્ધુ એકઠાં થયાં, અને તેથી પૂર્વનો સંબન્ધ (એક કુળમાંનો) સાંભર્યાથી અને એક બીજાને ઓળખીને જાણે આનન્દથી બંને ભેટેછે.

# ટીકા.

**મંગળાચરણ**—આ કાવ્યની આરમ્ભની બે પંક્તિઓ મ્હારા સ્વર્ગસ્થ પિતાએ રચી હતી, અને આગળ રચના કરી ન્હોતી. એ ઉપાડી લઇને બાકીની રચના મ્હેં કરી છે.

પૃ. ૧ શ્લો. ૨ ચરણ ૧. વિપ્રલમ્ભી—(૦મ્ભિની)ઠગનારી. વિષય-મોહની–વિષયસુખની લાલચ આપનારી મોહક શકિત, મૂઢ બનાવ-નારી **માયા.**

તાત્પર્ય–દિવ્યધામ જવાને રસ્તે જતાં વચમાં **મોહની** આવીને મધુ જેવા સ્વરથી, હાથમાં વિષ ધરીને, લલચાવીને આડે રસ્તે દોરવાને મથે, તે ક્ષણે, હે દયાના નિધિ ! તું હમારો હાથ પકડી (સહાય થઇ) એ મધુરગાન કરતી મોહનીએ ધરેલી સુરા (મદ્ય) પરિહરવા (પાછી ઠેલવાને) હૃદયમાં બળ આપજે.

પૃ. ૧. શ્લો. ૩. ચરણ ૪. તમને=અન્ધકારને. સદયમને=સદય (દયાયુકત) મનથી.

**અજ્ઞાતહૃદયક્ષોભ**—પૃ. ૨. શ્લોક ૩. ચરણ ૧. શિલાપ્રબન્ધે—પથ્થરના ચણેલા બંધ ઉપર. ફેનિલ=ફીણવાળું.

વાદ્યસમૂહ—Band નું વાજું; વાજાનું band.

શ્લો. ૪. ચરણ. ૧. બે ગાન–એક પ્રકૃતિનું રચેલું,–નદીનું ગાન; બીજું મનુજ (માણસ) નું રચેલું–વાજાંનું.

શ્લો. ૪–૫–૬. કલ્પના હાવી છે;—ગાન વસ્તુતઃ એક જ સ્વર-માધુર્યનું પરિણામ છે. તેથી નદીનું ગાન અને વાજાંનું ગાન મૂળ એક જ કુળમાં ઉપજેલાં; અને ઘણું કરી બંને દૂર દૂર વશેલાં. અહિં જ માત્ર નદીકિનારે બાગમાં વાજું વાગતું હતું તેથી અકસ્માત્ ઘણે કાળે બંને ગાનબન્ધુ એકઠાં થયાં, અને તેથી પૂર્વનો સંબન્ધ (એક કુળમાંનો) સાંભર્યાથી અને એક બીજાને ઓળખીને જાણે આનન્દથી બંને ભેટેછે.

# ટીકા.

**મંગળાચરણ**—આ કાવ્યની આરમ્ભની બે પંક્તિઓ મ્હારા સ્વર્ગસ્થ પિતાએ રચી હતી, અને આગળ રચના કરી ન્હોતી. એ ઉપાડી લઇને બાકીની રચના મ્હેં કરી છે.

પૃ. ૧ શ્લો. ૨ ચરણ ૧. વિપ્રલમ્ભી—(૦મ્ભિની)ઠગનારી. વિષય-મોહની–વિષયસુખની લાલચ આપનારી મોહક શક્તિ, મૂઢ બનાવ-નારી **માયા.**

તાત્પર્ય–દિવ્યધામ જવાને રસ્તે જતાં વચમાં **મોહની** આવીને મધુ જેવા સ્વરથી, હાથમાં વિષ ધરીને, લલચાવીને આડે રસ્તે દોરવાને મથે, તે ક્ષણે, હે દયાના નિધિ ! તું હમારો હાથ પકડી ( સહાય થઇ) એ મધુરગાન કરતી મોહનીએ ધરેલી સુરા ( મદ્ય ) પરિહરવા ( પાછી ઠેલવાને ) હૃદયમાં બળ આપજે.

પૃ. ૧. શ્લો. ૩. ચરણ ૪. તમને=અન્ધકારને. સદયમને=સદય ( દયાયુક્ત ) મનથી.

**અજ્ઞાતહૃદયક્ષોભ**—પૃ. ૨. શ્લોક ૩. ચરણ ૧. શિલાપ્રબન્ધે—પથ્થરના ચણેલા બંધ ઉપર. ફેનિલ=ફીણવાળું.

વાદ્યસમૂહ—Band નું વાજું; વાજાનું band.

શ્લો. ૪. ચરણ. ૧. બે ગાન–એક પ્રકૃતિનું રચેલું,–નદીનું ગાન; બીજું મનુજ ( માણસ ) નું રચેલું–વાજાંનું.

શ્લો. ૪–૫–૬. કલ્પના હાવી છે;—ગાન વસ્તુતઃ એક જ સ્વર-માધુર્યનું પરિણામ છે. તેથી નદીનું ગાન અને વાજાંનું ગાન મૂળ એક જ કુળમાં ઉપજેલાં; અને ઘણું કરી બંને દૂર દૂર વશેલાં. અહિં જ માત્ર નદીકિનારે બાગમાં વાજું વાગતું હતું તેથી અકસ્માત્ ઘણે કાળે બંને ગાનબન્ધુ એકઠાં થયાં, અને તેથી પૂર્વનો સંબન્ધ ( એક કુળમાંનો ) સાંભર્યાથી અને એક બીજાને ઓળખીને જાણે આનન્દથી બંને ભેટેછે.

પૃ. ૩. શ્લો. ૬. ચરણ ૪. કરુણભારભરેલ=શોકરસના ભારથી ભરેલો. શ્લો. ૮. ચરણ ૪. નાણે=ન આણે.

**અકાલમરણ**–એક મિત્રની મુગ્ધા પત્નીના મરણે આ કાવ્ય પ્રેર્યુંછે.

પૃ. ૩. 'રેખતો' એ નામ કવિ **નર્મદાશંકરે** વાપર્યુંછે તે ઉપરથી અહિં લીધુંછે. બાકી હેમાં માપ તો ગઝલની એક જાતનું છે. 'રેખ્તો' શબ્દનો ખરો અર્થ તો જુદો જ છે. કવિતામાં વપરાતી ઉર્દુ ભાષા તે 'રેખ્તો' નામથી ઓળખાયછે. ફા. રેખ્તન્=રેડવું તે ઉપરથી એ શબ્દ થયોછે. એ ભાષામાં ફારસી શબ્દો ઘણે ભાગે પસરેલા, રેડાયલા હોયછે, માટે 'રેખ્તો' (રેખ્તા–ખરું નામ.)

(Census of India 1901, Vol I. India Part I—Report Chap. VII. Page 330, Para 571 જુવો.)

શ્લો. ૧. ઉત્તરાર્ધ. 'શશિકિરોં પ્રકાશી લગાર કળા જ્યમ બીજતણી' એ મ્હારા સ્વર્ગસ્થ બન્ધુ **ભીમરાવે** ગાયકવાડની રાણીના મરણ વિષે કરેલી ગરબીમાંની પંક્તિમાંની કલ્પના આ કલ્પનાથી કાંઈક ભિન્ન અને કાંઈક મળતીછે. પણ હેમનું કાવ્ય પ્રસિધ્ધ થયું તે પ્હેલાં, અને આ કાવ્ય મ્હેં રચ્યું તે પ્હેલાં, હેમનું કાવ્ય મ્હારા જોવામાં ન્હોતું આવ્યું.

શ્લો. ૪. ચરણ ૧. સ્નેહકુતુકમોદ–એ ત્રણે ભાવનું મિશ્રણ અંગ્રેજીમાં admiration એ એક શબ્દથી યથાર્થ બતાવાયછે.

પૃ. ૪. શ્લો. ૫. ચરણ ૨. જવનિકા=પડદો;

પૃ. ૪. શ્લો. ૬. ચરણ ૪. ઝળકી=ઝળકાવી.

,, શ્લો. ૭. ચરણ ૧. ઝળકી–(અહિં અકર્મક છે)=પ્રકાશ પામી.

પૃ. ૫. શ્લો ૧૧. ચરણ ૨. દિવ્યજનસાથ–નીચે ઉદ્દિષ્ટ કરેલાં તારાકણી, માધવી, ઉષા, ચંદા એ સર્વ દિવ્યજનોનું ટોળું.

પૃ. ૬. શ્લો. ૧૬. ચરણ ૪. શોકમોદ–શોક અને આનન્દ, બંને સંમિશ્ર.

**વૃથા અન્વેષણ**—પૃ. ૧૦. શ્લો ૨. ચરણ ૪. ખેલવે=રમાડે.

**ફરી પડેલી બાળવિધવા:—**

કોઇ દુષ્ટે ફોસલાવી લગ્નનું વચન આપી લાભ લઈને પછી તજી દીધેલી બાળવિધવા ડૂબી મરી આપઘાત કરવાને અંધારી રાત્યે નદી કિનારે ઊભેલી છે. આમ કાવ્યનો આરમ્ભ છે. આપઘાતમાંથી રોકવા માટે કોઇ અદૃશ્ય દિવ્ય વાણી હેને ઉપદેશ કરેછે. (શ્લો. ૯, ૧૩, ૨૦–૨૨, અને ૨૫ નું પ્રથમ ચરણ—એ દિવ્યવાણીનાં ઉપદેશવચન છે.) છતાં હેનો દૃઢ નિશ્ચય ફરતો નથી અને અન્તે એ નદીમાં પડતું મૂકેછે.

પ્રથમ પાંચ શ્લોક, શ્લો. ૧૪. મો, ૨૫ માંના ચરણ ૨, ૩, ૪, અને શ્લો. ૨૬ મો એ કવિનાં વચન છે.

પૃ. ૧૨ શ્લો. ૧. ચરણ ૧. ઘર્ઘર—ઘુઘુઘુઘુ એમ ઘોઘરો; રવ=અવાજ.

ચરણ ૨. આપઘાત થવાનો છે એ કરુણ અને ભયાનક બનાવની અગાઉથી જ જાણે ખબર હોય એમ નદી અંધારાનીસાથે રૂંઇં (અગમ્ય, અજ્ઞેય) ઊંડી (ગમ્ભીર, છાની) વાતો કરેછે.

શ્લો. ૨. પૃ. ૧૨—‘ફરે છે,’ ‘કરેછે’ અને ‘ભણે’ એ ત્રણે ક્રિયાનો કર્તા ‘સમીરણ’ (=પવન) છે.

પૃ. ૧૨. શ્લો. ૨, ૩.–નદીની અન્ધકાર સાથેની ઊંડી વાતની પેઠે જ પવનનું ઘોર ગાન, તમારાંનો નાદ, ઘુવડોનો ઘુઘવાટ, અને દેડકાંનો અવાજ, તે સર્વ ભાવિ (આત્મઘાતરૂપ કરુણ બનાવ)ના પૂર્વધ્વનિ છે; જાતે ભાવિ જાણનારના જ ધ્વનિ છે.

શ્લો. ૩. ચરણ ૧. તમતમે=તમ તમ તમ અવાજ કરે છે.

ચરણ ૨. અશઙ્કે=ભય વિના. (રાત્યનો વખત તેથી)

શ્લો. ૪ ચરણ ૧. અંધારું નયનમાં (આંખ્યમાં,—જોનારાની આંખ્યોમાં) કાળું કાજળ આંજે છે. અર્થાત્ એટલું બધું ગાઢું અંધારું છે.

ચરણ ૩. 'નિહાળે' નો કર્તા 'તું' (૪થા ચરણમાંનો) છે.

શ્લો. ૫. ચરણ ૧. સરિતા (નદી) પોતાના તરઙ્ગશિખરે (મોજાની ટોચો ઉપર) તારા (તારાઓને—પ્રતિબિમ્બ પડલાં ત્હેને) નચાવેછે.

શ્લો. ૨. ચરણ ૪ માં તથા શ્લો. ૫. ચરણ ૨ માં વર્ણવેલી સ્થિતિ એ સ્ત્રીની અગમ્ય વ્યગ્રતા અથવા એકાગ્રતા બતાવવા માટે જ છે. પવનનું ગાન એ કાંઇ સાંભળવા માટે સાંભળતી નથી; તેમ જ નદીજળમાંના પ્રતિબિમ્બતારા એ કાંઇ ખરેખરી ગણતી નથી.

પૃ. ૧૩–૧૪ શ્લો. ૧૦—૧૨. અહિં એ વિધવા અદૃશ્યવાણીના ઉપદેશના જવાબમાં કાંઇક બોલેછે, છતાં સ્વગત જ, સ્વતઃ ઉત્પન્ન થયેલા ભાવ જ પ્રકાશ કરેછે. એ પ્રમાણે આગળ ઉપર પણ અદૃશ્ય-વાણીનાં વચન પછીનાં વિધવાનાં વચનમાં જોઈ લેવું.

શ્લોક ૧૧. ચરણ ૧–૩.—ઇતર (બીજા)ના–અર્થાત્, મ્હને ફસાવનાર પુરુષના—હાથે લીંપાયલો કાજળ (પાપરૂપ કલઙ્ક) હૃદયે વળગેલો ધારણ કરતી હું એ કાજળને નદીના ઊંડા પાણીમાં ધોઇ નાંખું (આત્મઘાત કરીને).

શ્લોક. ૧૨. પૂર્વાર્ધ-જીવીને આગળ જે ભવિષ્ય છે તે કરતાં ડૂબી મરી આપઘાતથી થનારું ભાવિ ઓછું દુઃખકારક છે–આમ ખોટી દલીલ અન્ધકારથી ઘેરાયલા હૃદયવાળી બોલે છે.

ઉત્તરાર્ધ—બીજી દલીલ એ આપેછે કે–ભૂત (અત્યાર પ્હેલાંની દશા) અને વર્તમાન (હાલની દશા) બંને મ્હારી દશા ભયંકર છે તો પછી ભાવિ દશાથી શું કામ ડરું ?

પૃ. ૧૪. શ્લો. ૧૩. ચરણ ૧. નદી ખરેખરા રુધિરથી નહિં, પણ જો આપઘાત કરે તો પાપપરિણામરૂપ રુધિરથી, ભરેલી કહેવાનો હેતુ છે.

ચરણ ૪. અટ્ટહાસ=ખડખડાટ હસવું.

પાપ (મૂર્તિમાન્ પાપ જ) ત્હને,—ત્હારા આ આપઘાતના મૂર્ખાઇ-ભરેલા વિચારને—જોઇને ખડખડ હસતું રહ્યુંછે. તું ધારેછે કે આમ ડૂબી મર્યાથી ત્હને—ત્હારા આત્માને-લાગેલું કલઙ્ક ધોઇ નંખાશે. પરંતુ એથી તો વળી આત્મઘાત (અને આગળ ઉપર જણાશે તેમ ગર્ભસ્થ બાળકના પરંપરાએ ખુન) નું પાપ વધશે. તેથી જ કરીને પાપ ત્હારી મૂર્ખતાયુક્ત દલીલને અને વૃત્તિને હસી કાઢે છે.

આ ચરણમાંની કલ્પનાનું અજ્ઞાત બીજ Tennyson (ટેનિસન) ના Forlorn નામના કાવ્યની નીચેની કડીમાં કાંઇક છે—

Catherine, Catherine, in the night
What is this you're dreaming?
There is laughter down in Hell
At your simple scheming........
In the night, in the night,
When the ghosts are fleeting.

મૂળમાં આ—ફ્રશી પડેલી બાળવિધવા વિશેના—કાવ્યની પ્રથમ સ્ફુરણા એ Forlorn કાવ્ય વાંચ્યા પછી જ પણ સ્વતન્ત્ર રીતે થયેલીછે.

શ્લો. ૧૪. આ શ્લોકમાં કાવ્યના આરંભમાંનું જ વર્ણન ફરી આણેલું એ અર્થ સારેછે. એક તો આ ચિત્રની મધ્યમૂર્તિરૂપ વિધવાની આસપાસનાં ઉપાઙ્ગ (તમરાં, ઘુવડ, દેડકાં, પવન હેના નાદ) ફરીથી વાંચકની નજર આગળ આણીને એક જાત્યની શૃઙ્ખલા દૃઢ બાંધવી; ક્ષણવાર ઉપાઙ્ગ તરફ નજર ફેરવાને, અને બીજું પાપના અટ્ટહાસનું

ઇન્દ્રિયગમ્ય પૂર્વરૂપ ધ્વનિદ્વારા (વ્યઙ્ગ્ય તરીકે) બતાવવું, તમરાં વગેરેનો નાદ તે જ **પાપ**નો અટ્ટહાસ છે એમ સૂચવાયછે.

શ્લોક ૧૫ વગેરેમાં વિધવા પોતાની ધૂનમાં ને ધૂનમાં જ—જાણે અદૃશ્ય વાણીનું (શ્લો. ૧૩ માનું) વચન સાંભળ્યું જ નથી એમ—પોતાનો ઇતિહાસ કહેછે. છતાં પોતાનું નિર્દોષત્વ અહિં ખરેખરું સ્થાપિત કરીને એ જ (શ્લોક ૧૩ માંના) વચનનો આડકતરી રીત્યે ઉત્તર આપેછે.

શ્લોક ૧૫. પૂર્વાર્ધ—હેને ફસાવનારના કપટને ઉદ્દેશીને કહેછે.

ચરણ ૪. તુજ—અર્થાત્, હેને ફસાવનાર પુરુષનું.

શ્લો. ૧૬. લગ્નનું વચન આપ્યાથી ફસાઇ તેથી નિષ્પાપ; પણ લગ્નની પવિત્ર મુદ્રા મળ્યા પ્હેલાં પતિવત્ આચરણ કરવા દેવા જેટલી લાલચને વશ થઈ તેટલે દરજ્જે પાપ. પણ બાકી નિર્દોષ જ પોતે છે તેથી પોતાના નિષ્પાપત્વનો સાક્ષી સરલતા, નિર્દોષ-ભોળપણાની વૃત્તિ, તે જ છે, બીજું કોણ હોય? હેવા કપટમય અને ગુપ્ત વૃત્તાન્તનો સાક્ષી અન્તર્વૃત્તિ સિવાય કોણ?

આ પાપ અને નિષ્પાપત્વના મિશ્રણને લીધે જ, આગળ જુદે જુદે ઠેકાણે 'નિર્દોષ દોષિત,' 'મલિન નિર્મલ' એમ વિરોધાભાસિ વિશેષણો આવ્યાં છે.

પૃ. ૧૫. શ્લો. ૧૮. ચરણ ૩. મનોહર રૂપ—પોતાને ફસાવનારના સૌન્દર્ય (શરીરસૌન્દર્ય) ને વિશે કહેછે.

શ્લો. ૨૨. ચરણ ૨. જગલોકતણી—'ભીતિ' એ અધ્યાહાર્ય છે.

ચરણ ૪. મહાનુકમ્પી=મહાદયાવાન્.

પૃ. ૧૬. શ્લો. ૨૫. ચરણ ૩. બૂડી.–અંધારમાં બૂડી તે માત્ર નદીના પાણીમાં અંધરામાં બૂડી એમ નહિં; પણ નદીમાં બૂડી તે અંધારામાં હોવાને લીધે અન્ધકારના ઊંડાણમાં પણ ગુપ્ત થઇ; તેમ જ આત્મઘાત અને ગર્ભસ્થ શિશુઘાતને લીધે આધ્યાત્મિક અન્ધકારમાં, પરમાત્મવિમુખતાના નરકાન્ધકારમાં, પણ બૂડી.

ચરણ ૪. કેટલાક લોક આ પાપ રૂઢિને માથે ન મૂકતાં પુનર્લગ્ન કરવાને ઉત્તેજન આપનારા સુધારાને માથે મૂકશે—એમ કરીને કે એ સુધારો કરાવા માંડયોછે, તેથી લગ્નની આશામાં પડીને વિધવા ફસાઇ. પણ વાસ્તવિક જોતાં એ ભૂલ્ય છે. લગ્ન થઇ સકેછે, તેથી નહિં, પણ લગ્ન ન થવા દેનારી રૂઢિના બન્ધનને લીધે બાળવિધવાની વૃત્તિયો અવશ રહેવાનો સંભવ વધ્યો; (સ્વાતન્ત્ર્ય હોય તો લગ્નની સહજ સરલતાને લીધે વૃત્તિને અકાલ ઉત્તેજન ન થાય; લગ્નસમાપ્તિ સૂધિ ધૈર્ય રહી સકે જ.) તેમ જ, પુનર્લગ્ન કરનારાં જોડાનો ત્યાગ કરાવનારી રૂઢિના ભયથી જ પુરુષે વિધવાને આખર તજી દીધી. એટલે ખરો દોષ રૂઢિને માથે જ યથાર્થ રીતે નાંખ્યોછે."

શ્લો. ૨૬. અહિં વળી ચિત્રનાં ઉપાહૃગ તરફ કટાક્ષ ફેંકાવીને શૃઙ્ખલાબન્ધન દૃઢ કર્યું છે. તેમ જ, વિધવા ખૂડી મુવા પછી આ શ્લોકમાં વર્ણવેલા પ્રકાર તરફ સહજ લક્ષ જઇને બનેલા કરુણ ભયાનક બનાવનો એક જાત્યનો પડધો પડેછે. તેથી જ હવે નદીનું કૂદવું, તારાનું તહૃરગમાં ઊછળવું, પવનનો સુસવાટ અને વિશેષે નદીની અન્ધકાર સાથેની વાત, તે પ્રથમના તે જ બનાવોથી ભિન્ન છે; આ કરુણ બનાવ બનેલાની છાયાથી અઙ્કિત છે. પ્રથમ એ બનવાના બનાવની પૂર્વસૂચના આ બધાં કરતાં હતાં; હવે ભૂતવૃત્તાન્તની—થયેલાની—ગમ્ભીર ભયશોકથી વાતો કરેછે. આ બે કારણથી શ્લો. ૨૬ મો પણ આરંભમાં વર્ણવેલા વૃત્તાન્તની પુનરુક્તિ સહેતુક આણેછે.

## ૭ ફૂલમણિ દાસીનો શાપ.—પૃ. ૧૬.

આખા હિંદુસ્તાનમાં અજ્ઞાન ભણેલાઓના મંડળમાં ખળભળાટ કરી મૂકનારો સંમતિવયનો કાયદો ૧૮૯૦–૯૧ માં જે કેસ ઉપરથી ઉત્પન્ન થયો તે પ્રસિદ્ધ કેસ (હરિમોહન મૈથીનો કેસ) હજી સર્વના સ્મરણમાં હશે. તો પણ અહિં હેનો સારાંશ સગવડને અર્થે આપવો ઠીક છે.

ફૂલમણિ દાસી, નાત્યે ઉરિયા કાયસ્થ, ૧૦ મી માર્ચ ૧૮૭૯ એ જન્મી; ૧૧ મી મે ૧૮૯૦ એ (૧૧ વર્ષની ઉમરે) હુરિમોહન મૈથી નામના મ્હોટી ઉમરે પ્હોચેલા પુરુષ સાથે હેનું લગ્ન થયું. લગ્ન પછી સાત દિવસ, રિવાજ પ્રમાણે, એ સાસરે રહી હતી; પછી, પાછી માને ઘેર આવી. પછી બે દિવસ પછી એક દિવસ સાસરે ગઇ હતી, પણ રાત્રે જ પાછી માને ઘેર આવી. પછી ૧૫ મી જૂને હુરિમોહન આવ્યો, અને તે રાત્રે તે સાસુની જોડેની ઓયડીમાં સુતો હતો; ફૂલમણિ અને હેની બે ન્હાની બ્હેનો માવાળી ઓયડીની બ્હાર ઓશરીમાં સૂતી હતી. મધ્યરાત્યને શુમારે ફૂલમણિની ચીસોથી મા જાગી ઊઠી, અને જઇને જુવે છે, તો હુરિમોહનવાળી ઓયડીમાં પથારીમાં ફૂલમણિને રુધિરપ્લાવિત દશામાં દીઠી. અને હેની થડમાં હુરિમોહનને ઊભેલો દીઠો, ઘરનાં બીજાં બૈરાંને બોલાવ્યાં. ફૂલમણિની વડિયાઇયે હુરિમોહનને હેના કર્મ માટે ગાળો દીધી; પણ એ ચૂપ ઊભો રહ્યો. ફૂલમણિએ થોડુંક પાણી માગ્યું. તે સિવાય કશું પણ એ બોલી નહિ. દાક્તરને બોલાવ્યો, તે સ્હવારે આવ્યો. તે વખત ફૂલમણિ મરણસમીપ હતી; નાડી બન્ધ હતી; શ્વાસ થયો હતો. દવા આપી સાંઝે ત્રણ વાગ્યે એ મરણ પામી. તે પછી હુરિમોહન દાક્તરને મળ્યો; તેણે પૂછ્યું:—"આ અકસ્માત્ શાથી બન્યો?" હુરિમોહને કહ્યું:—"સમાગમને લીધે."

બચાવમાં હેવું બતાવવામાં આવ્યું હતું કે આ બનાવ પ્હેલાં સમાગમ થયેલો હતો. આ વાત સંદિગ્ધ હતી. વાત ખરી હશે તો વળી સાબીત થાયછે કે લગ્ન પછી તરત જ એ દુરાચાર થયેલો, નાત્યની રૂઢિ પ્રમાણે (ફૂલમણિની માના કહેવા પ્રમાણે) રજોદર્શન પ્હેલાં મેડી થતી ન્હોતી. આ ખરું, હોય તો,

"ત્હેં દુષ્ટ રૂઢિતણું દાસપણું સ્વીકારી."

એ પંક્તિ નિરર્થક જેવી કોઇને લાગશે. પરંતુ રૂઢિના જ બળને લીધે હાવાં અસમાન અને બાલ્યકાળમાં લગ્ન થાયછે, તેમ જ ત્હેને

લીધે જ હાવા અકાલ સમાગમનો પ્રસંગ આવેછે; એ જોતાં એ પંક્તિ સંગતાર્થ રહેછે. તેમ જ એ કેસમાંની હકીકતથી લાગેછે કે ફૂલમણિની માનું કહેવું પોતાના બચાવ માટે હશે.

પૃ. ૧૭. શ્લો. ૮. ચરણ ૧, અવદ્ય=બોલી ન શકાય હેવું. નિન્દવા લાયક.

શ્લો. ૯. ચરણ ૨. ચાણ્ડાલ=ચાણ્ડાલે. (તૃતીયાનો પ્રત્યય લુપ્ત છે.) આ અધમ ચાણ્ડાલ—અર્થાત, પોતે.

શ્લો. ૧૧. ચરણ ૨ ઘૃણા=pity; એક જાત્યના તિરસ્કારથી મિશ્રિત દયા.

પૃ ૨૦. શ્લો. ૧૮. ચરણ ૩. 'જે'—હાનો સાપેક્ષ 'આર્યભૂમિ'છે

શ્લો. ૨૨. ચરણ ૧. તિમિરાવૃત=અંધારાથી છવાયલી. શર્વરીરાત્રિ.

ચરણ ૨. સંહરી=સમેટી લઇને.

ચરણ ૪. એ ઉષાને જોતો નથી પણ જુવેછે હેવી ચિત્તની વ્યગ્રતા અને એક જાત્યની શૂન્યહૃદય એકાગ્રતા પણ છે તેથી "ઉષાને નિરખતો" કહ્યોછે.

## કારાગૃહમાંની વિધવા.—પૃ. ૨૦.

ઉત્તર કાનડા જિલ્લાની જેલમાં (કારવારમાં) એક ગૌડ સારસ્વત બ્રાહ્મણ નાત્યની રૂપવતી વિધવા યુવતીને જોયા પછી આ કાવ્યની પ્રેરણા થઇછે. દુરાચારથી જન્મેલા બાળકના શબને છુપાવી વ્યવસ્થા કરી દીધા માટે હેને સજા થયેલી હતી. આટલુંજ બીજ છે, બાકી સર્વ વાર્તા આ કાવ્યમાં કલ્પનાથી જ રચેલી છે.

પૃ. ૨૧. શ્લો. ૬–૭. સાગર અને વૃદ્ધ વિપ્ર (પિતા), લહરી અને બાળકી, વડવાનલ અને પિતાની હૃદયની પીડા (પિતાહૃદય–અંગાર), એ ઉપમાન ઉપમેયનાં યુગ્મ છે તે સહજ જણાશે. લહરીનું સાગર–ઉર

ઉપર ઉલ્લાસથી ઊછળવું અને બાળકીનું પિતાને કણ્ઠે હસતે હસતે વળગવું એ બંને પણ સમાન ક્રિયાઓ છે.

પૃ. ૨૧. શ્લો. ૮ ચરણ ૨. બાળ=બાળા, અને તૃતીયાનો પ્રત્યય લુપ્ત છે, બાળાએ.

શ્લો. ૯ ચરણ ૪. રસાલા;—આ શબ્દ શુદ્ધ સંસ્કૃત નથી. 'રસાળ' એ ગુજરાતી વિશેષણનું સ્ત્રીલિંગ 'રસાળી' થાય. અહિં કવિતાનું સ્વાતન્ત્ર્ય ગણવું.

પૃ. ૨૩. શ્લો. ૨૧. ચરણ ૪. અન્યથા=બીજી રીત્યની. અર્થાત્ સ્વપ્નથી ભિન્ન, જાગતી વખતની જ (સ્થિતિ).

શ્લો. ૨૪. આ પ્હેલાંના બધા બનાવ ઓળંગી જઇને ઠગાઇને કરેલા દુરાચારથી જન્મેલા શિશુનું શબ દરિયામાં નાંખી દેવાને દરિયા-કિનારે વિધવા આવી તે વાતથી આરંભ કર્યોછે.

ચરણ ૩. ખદ્યોત=આગિયા.

શ્લો. ૨૫. ચરણ ૩. સુણી રહે.—પોતે કરેલા પ્રતિધ્વનિને જ પોતે ;સાંભળી રહે.

શ્લો. ૨૬. ચરણ ૧. તુમુલ=તોફાન (પવન વગેરેનું).

પૃ. ૨૩. શ્લો. ૨૬. ચરણ ૩. સિન્ધુના ધ્વનિના યુગલ (જોડા) ની મધ્યે (જ=) જન્મેલા મૌનમાં, પાછલા (૨૫ મા) શ્લોકમાં વર્ણન કર્યા પ્રમાણે સિન્ધુ એક વાર ઘુઘવે, પછી બંધ રહે, ;પછી પાછો ઘુઘવે, તે બે ઘુઘવાટની વચ્ચેના મૌન (સિન્ધુ ઘુઘવતો બંધ રહે તે વખત) માં.

શ્લો. ૨૭. ચરણ ૧. આ ચરણમાં 'ઓ' એ શબ્દ આવીને ત્રીજા ચરણના કરતાં બે માત્રા વધે છે; તેથી વિષમ હરિગીતના માપમાં ફેર પડેછે, પણ ત્રીજામાં બે માત્રા ઓછી છે એટલે વિષમત્વ રહ્યું જ ગણાય. 'ઓ' એ સંબોધનદર્શક અહિં આવીને બે

માત્રાથી લંબાણુ પ્રારંભમાં થાયછે તે અર્થને ઉપયોગી છે. સંબો-ધનની સાથે ભાવપ્રબલતા આમ લંબાતા ઉદ્ગારથી સૂચવાયછે.

વિષમ હરિગીતનું માપ 'કુસુમમાળા'માં બતાવ્યુંછે. પ્રથમ તથા ત્રીજા ચરણમાં બીજા તથા ચોથા ચરણ કરતાં બે માત્રા ઓછી; પ્રથમ તથા ત્રીજા ચરણમાં તાલ પ્રથમ માત્રા ઉપરથી જ શરુ; બીજા તથા ચોથામાં ત્રીજી માત્રાથી તાલ.

માત્ર આ શ્લોકમાં પ્રથમ ચરણમાં 'ઓ' ઉપર નહિં પણ 'મત્ત'–ના 'મ' ઉપર પ્રથમ તાલ.

ચરણ ૪. પવનના ધુધવાટમાં પોતાના હૃદયમાં ડ્હોળાતા ગુપ્ત પણ પ્રબળ ક્ષોભનું પ્રતિબિમ્બ પોતે દેખેછે; અને જાણે તેથી જ કોઇક રીત્યે પોતાનું હૃદય ખાલી થતું લાગેછે, તેથી પવનનો ધુધવાટ હેને આ વખત ગમેછે. વિશેષ રીતે એ કારણ શ્લો. ૨૮ ના પૂર્વાર્ધમાં બતાવ્યુંછે.

શ્લો. ૨૮. પૂર્વાર્ધ.—અન્વયઃ—ને ત્હમારા ધુધુરવમાં બધા મ્હારા હૃદયરવ સુણી સુણીને, ત્હમારા ઘોરરવમાં ડૂબી જતા મ્હારા હૃદયરવ વીસરી જાઉં.

શ્લો. ૨૯. ઉત્તરાર્ધ—બાળકના ખૂનમાં સાક્ષાત્ પોતાનો હાથ નથી છતાં હેને વિપથ દોરનારે બાળકનું ખૂન કર્યું ત્હેના શબને સંતાડવા જેટલી સહાયતા કરવાને લીધે, હાથ લોહીથી નથી ખરડાયા છતાં પાપભાગને લીધે હૃદય પાપના રુધિરથી જ ખરડાઇને કલઙ્કિત થયુંછે જ.

શ્લો. ૩૦. ઉત્તરાર્ધ.—તારા તે રાત્રિનાં નયન.

શ્લો. ૩૧. પૂર્વાર્ધ—એટલામાં એકાદ તારો વાદળામાં પડેલા આકારામાંથી જણાયછે, ત્હેને સંબોધીને કહેછે.

મ. ન. દ્વિવેદીના કાન્તા નાટકમાં તરલા "જા ચન્દ્ર! તું સંતાઇ નભમાં" ઇત્યાદિ બોલેછે, એ કલ્પનાની છાયા આ ૩૦ તથા ૩૧ માં શ્લોકમાં કાંઇક રૂપાન્તરે જણાયછે.

પૃ. ૨૪. શ્લો. ૩૧. ઉત્તરાર્ધ—ત્હારા તેજથી ઓપેલા, તરઙ્ગના (મોજાના) શીકર (ફોરાં, જલકણ) ઉછાળીને આ કાળો સિન્ધુ કરાલ હાસ કરી મ્હારા કર્મને જ નિંદેછે.

શ્લો. ૩૨. ચરણ ૨. લઘુ=હલકી. અદ્ધર ફલંગો મારે તેથી હલકી ફલંગો.

શ્લો. ૩૬. વગેરે. સ્વપ્નામાં પોતે વેલી બની ગઇ હતી તે વખત જે ભમરાએ દંશ દીધોહતો તે ભમરો માણસ બનીને હેને ફસાવનારો પુરુષ થયો એમ કલ્પના કરેછે.

પૃ. ૨૫. શ્લો. ૪૨, ૪૩. અહિં ખરેખરા ભમરાનો, તેમ જ ફસાવનાર પુરુષનો, બંનેનો ઉદ્દેશ છે, પુરુષથી ન ઠગાવાની વાસ્તવિક ઇચ્છા છે; તેમ જ પરિતાપના જોસમાંને જોસમાં વસ્તુસ્થિતિ અને પોતાના સ્વપ્નની વચ્ચેની મર્યાદા ભુલી જઇને (શ્લો. ૩૬ વગેરેમાં ભૂલી ગઇ છે, તેમ જ) ખરેખરા ભમરાને પડછાયે પણ ન જવાનો નિશ્ચય કરેછે.

શ્લોક. ૪૫. ઉપાલમ્ભ=ઠપકો: મ્હેણું.

### દિવ્ય સુન્દરીઓનો ગરબો.—પૃ. ૨૭.

એક વખત સાંઝે કારવારના અર્ધચન્દ્રાકાર દરિયાકિનારે ફરતાં એ અર્ધચન્દ્રાકાર કિનારાને અન્તે ઊભેલા ઊંચા અને ઝાડીથી ભરપૂર પર્વતની ટોચથી થોડે જ ઊંચે ચન્દ્ર, શુક્ર, અને બીજો એક તારો (ગ્રહ,—ગુરુ અથવા શનિ હશે) એમ ત્રણે પાસેપાસે ખૂબ આવેલા દીઠા; જોતાં જોતાં પર્વતના શિખરની ટોચને જાણે અડકીને ગુમ થયા. (જાણે પર્વતની ઝાડીમાં જ ગયા.) એ ઉપર આ કાવ્યની કલ્પના ચણીછે.

ઉપરટપકે જોતાં મનુષ્ય અને પ્રકૃતિ એ બે એકબીજાથી સ્વતન્ત્ર, અસંબદ્ધ, એકની બીજા ઉપર કાંઇ અસર નહિં હેવાં જણાયછે. પરંતુ વાસ્તવિક રીતે જોતાં એ બંને ગૂઢ અને નિકટ સંબન્ધમાં જોડાયલાંછે; પ્રકૃતિ મનુષ્યની સર્વ ઘટનાનું મૂળ છે, હૃદય, આત્મા, સર્વના બંધારણ ઉપર પોતાની છાયા સૂક્ષ્મ રીતે પાડેછે, એ કવિત્વમત આ કાવ્યમાં દર્શાવવાનો પ્રયત્ન છે. ચંદા, શુક્રતારા, અને બીજી તારાસખી આ લોકથી અપ્રાપ્ય રહી ગગનમંડળમાં ભમતાં છતાં આ પ્રસંગે એકાએક છેક મનુજભૂમિમાં તો નહિં પણ પર્વત-ટોચે રમતી વનદેવી કને આવીને મર્ત્યભૂમિ સમીપ (ઉપમર્ત્યભૂમિમાં) આવ્યાંછે અને પોતાનાં તત્ત્વનો માનવ જોડે સંબન્ધ બતાવનારાં ગીત ગાયછે. વનદેવી તે મનુજભૂમિથી એટલી બધી(ચંદા વગેરે જેટલી) દૂર નથી વસતી; પરંતુ મનુષ્યથી અદશ્ય (અને માત્ર કાલ્પનિક) હોવાને લીધે માનવમંડળથી ઊંચા ચક્રમાં ફરનારી છે. તે ચંદા વગેરે દિવ્યમંડળ અને માનવમંડળની વચ્ચે, બેને જોડનાર, અંકોડારૂપ છે. ચંદા, શુક્રતારા, તારાસખી, વનદેવી દરેકને પોતપોતાના ખાસ ગુણધર્મ આરોપ્યાછે, તે હેમની ગરબીઓમાં જણાવ્યાછે. આ ત્રણ ગગનસુન્દરીઓ અને ચોથી વનદેવી મળી ચાર દિવ્યસુન્દરીઓ સાથે (આ વખત પર્વત ઉપર મળીને) ગાતી કલ્પીછે. એ ગરબા માનવમંડળથી સંભળાય એમ નહિં જ, પણ આ પ્રસગે કોઈ અજ્ઞેય દિવ્યકૃપાના પ્રતાપે માત્ર કવિ આ ગરબા સાંભળવાને જઈ સકયોછે; એ ગરબા "સુણે કો મનુજ ધન્ય" હેવા છે. આમ એ તત્ત્વોનાં વચનોની દ્વારા ઉપર કહેલો કવિત્વમત દેખાડયોછે.

શ્લો ૧. ચરણ ૪. ઉદ્દામ=અનિયન્ત્રિત; અર્થાત્ જોરભેર.

લો ૨. ચરણ ૩. જેમાં=જે હૃદયમાં.

લો. ૩. ચરણ ૧. ગાનસંગમ—સાગરનું ગાન અને મ્હારા હૃદયનું ગાન, એ બે ગાનનો સંગમ.

પૃ. ૨૮. શ્લો. ૫. ચરણ ૨.

રસાલા—આ શબ્દની શુદ્ધિ અશુદ્ધિ માટે પાછળ 'કારાગૃહમાંની વિધવા' એ કાવ્યના શ્લો. ૯ ચ. ૪ ઉપરની ટીકા જુવો.

પૃ. ૩૧. શ્લોક ૨૩ વગેરેમાં ધ્રુવ (ટેકની) પંક્તિ-"તેજે ઘડયાં૦"—એવડાં " " ચિહ્નમાં છે, અને ચંદ્રા વગેરે છૂટક બોલેછે તે કડીઓ અકેકે ' ' ચિહ્નમાં છે; ત્હેનું કારણ એ કે ચંદ્રા વગેરે પોતપોતાની કડીઓ એકલી ગાયછે, પણ ટેકની પંક્તિ ('તેજે ઘડયાં' વગેરે) બધીઓ સાથે લાગી ઉપાડીને ફરી ગાયછે.

પૃ. ૩૧. શ્લો. ૨૫ કવિમિત્ર—કવિતા અને ચિત્રકલા એ બેમાં કવિત્વમૂલક ઊંડા સંબન્ધ છે માટે કવિનો મિત્ર ચિત્રકાર. ફલક=ચિત્ર જેના ઉપર ચીતરવાનું તે ચોકઠું અથવા કપડું.

તત્ત્વદર્શી=તત્ત્વ બતાવનાર; ચિત્રના વિષયભૂત વસ્તુઓનું ઊંડું અને ખરું સ્વરૂપ બતાવનાર; એ 'પ્રતિભાદીપ' નું વિશેષણ છે.

પ્રતિભા=genius, કવિત્વશક્તિ, જે સ્વાભાવિક રીત્યે જ મળે છે—ઈશ્વરદત્ત જ છે-તે શક્તિ. પ્રતિભાનું લક્ષણ.

**प्रज्ञानवनवोन्मेषशालिनी प्रतिभा मता**

(નવો નવો ચમત્કારયુક્ત પ્રકાશ કરનારી બુદ્ધિશક્તિ તે પ્રતિભા.) એમ કહ્યુંછે.

શ્લો. ૨૬ હર્ષરિપુ–પ્રકાશ અને આનન્દને અનુકૂલતાનો સંબન્ધ છે અન્ધકારને આનન્દ જોડે એક જાતનો વિરોધ જ છે, માટે હર્ષનો રિપુ અન્ધકારને કહ્યોછે.

પૃ. ૩૨. શ્લો. ૨૭. ઉત્તરાર્ધ.—ગાન બંધ પડયા પછીનો ધ્વનિ, ઝણકાર, સંસ્કાર રહે તેથી. સુન્દર અપૂર્વ ગાન તેથી હેનો સંસ્કાર મનમાં વધારે ભમ્યા કરે.

વનદેવીની ગરબી.—આ ગરબીનો ઢાંચો અપ્રસિદ્ધ છે; પણ જે ચાલ ઘણી મધુર સુરની હોવાથી, ભાવના લોકના ઘેરાં કનેથી સાંભળેલી, સ્વીકારીછે. ગાઈ સાંભળ્યા અથવા સંભળાવ્યાથી જ જણાય એમ છે; પણ હેના સુર કાંઈક નીચે પ્રમાણે છે.

આ સો મા સો સ ર દ પુ ન્ય મ નો ચાં દ જે

ग प प ग प प प ध प म ग सस म ग नि
કા ગ ળિ યા લ ખ તાં રે ચં દ ન ચો ર મા રે લાલ

रि रि रि रि स नि स ग म प ध मप म ग नि स

આ બધા સુર શુદ્ધ છે, કોમળ કે તીવ્ર હેમાં કોઈ નથી. જે સુરોની નીચે આડી લીટી મૂકી છે તે દ્વિમાત્રિક સુરો છે.

આ ગરબીમાં 'બે,' 'વે' વગેરે દીર્ઘ સ્વરો ઉપર વળી દીર્ઘતાનાં ચિહ્ન મૂકવાનું કારણ એ કે એ બધા પ્લુત સ્વર છે.

શ્લો. ૩૧ ચરણ ૪. વનદેવીને ઘેર પધાર્યાં તેથી મન્દિર અમીરસથી રસ્યું કહેછે.

પૃ. ૩૩. શ્લો. ૩૩ ચરણ—૧. છેડીને—તંબૂરો વગેરે તારનાં વાદ્યના તારને આંગળીથી હલાવવું (વગાડવા માટે) હેને 'છેડવું' કહેવાયછે.

શ્લો. ૩૩, ૩૪—વનદેવી તે સંગીતની અધિદેવી કલ્પીછે; અને સંગીતને મનુષ્યના હૃદયભાવ જોડે સંબન્ધ ઊંડો છે, માટે વનદેવીનાં વીણામાં મનુષ્યહૃદયના હર્ષશોક રેડાઈ પાછા ધ્વનિરૂપે નીકળતા કલ્પ્યાછે. મનુષ્યના હૃદયના સર્વ જાત્યના ભાવ, હર્ષ અને શોક, એ બે મુખ્ય વર્ગમાં આણી સકાયછે; માટે બે જ વિભાગ બસ છે. ઉત્સાહપર (પ્રવૃત્તિપર) સર્વ ભાવ હર્ષના વર્ગમાં, અને વિરક્તિપર (નિવૃત્તિપર) સર્વ ભાવ શોકના વર્ગમાં આવી જશે.

સંગીતમાં જે સુર શ્રવણે પડેછે તે બધા મનુષ્યના હર્ષશોકનું જ આ સંગીતદેવીની વીણામાં થઈને થયેલું) રૂપાન્તર, મૂર્તરૂપ, છે. અને આ વનદેવીની વીણાના સુર તે તો મનુષ્ય સાંભળી શકતા નથી; પણ મર્ત્યલોકમાં જે માનવગાન બધું છે તે એ વીણાના જ સુર મર્ત્ય-લોકમાં પ્હોંચીને બનેલું છે. એટલે સુધી પ્હોંચતાં પ્હોંચતાં એ સુર–મૂળ સુર–ઝાંખા બની ગયેલા હોયછે, એટલો ફરક. એને માટે જ એ માનવગાનનું આખર ઊંડે દૂર જતાં મૂળ વનદેવીની વીણાના સુરમાં જ છે, પણ તે કોઇ વિરલાઓને જ જડેછે. આમ કાંઈક કલ્પના છે.

શ્લો. ૩૫. ઉષા તે આ લોકમાં પ્રત્યક્ષ દેખાયછે તેથી આ લોકની છે; તેમ જ આખર અમૂર્ત ભાવના જ છે અને ક્ષણવારમાં અદૃશ્ય થઈ જનારી ઉષા દિવ્યલોકનું જ ભાન કરાવનારી છે તેથી દિવ્યલોકની છે; આમ એ બંને લોકને જોડનારી છે. તે જ રીતે સંગીત એ વસ્તુ મર્ત્યલોકમાં પ્રત્યક્ષ ગમ્ય છતાં દિવ્યભાવનાઓ ઉત્પન્ન કરેછે તેથી દિવ્ય વસ્તુ જ છે; અને તેથી સંગીતની દેવી એ બંને લોકને જોડનારી છે.

શ્લો. ૩૬. એકાએક આ અદ્‌ભુત સ્વપ્નદર્શન લુપ્ત થયું છતાં એ ગાનના અલૌકિકત્વને અને માધુર્યને લીધે સંસ્કારરૂપે ગાન સંભળાતું જ રહ્યું.

**સ્વપ્ન અને પ્રત્યક્ષ—પૃ. ૩૪.**

પ્રિન્સ વ્હિક્ટર તે આપણા પ્રિન્સ ઑફ વેલ્સનો *પ્રથમ કુંવર ઇ. સ. ૧૮૯૨ ના જાન્યુઆરીમાં એકાએક ટૂંકી માંદગીમાં મરણ પામ્યો. પ્રિન્સેસ મે ઑફ ટેકની સાથે હેનું લગ્ન થવાનું નક્કી થયું હતું, તેટલામાં જ મરણ પામ્યો. પ્રિન્સેસ મે હેના મંદવાડમાં પ્રેમ-પૂર્વક ચાકરી કરતી હતી એ વિશે તે વખતના પ્રસિદ્ધ થયેલા વૃત્તાન્તોમાં આવેલુંછે.

* સ્વ. રાજા ૭ મા એડવર્ડનો.

શ્લો. ૨ ચરણ ૩. સુષુપ્ત=પૂર્ણ નિદ્રામાં પડેલા અર્થાત્—ક્ષણવાર લોપ પામેલા.

પૃ. ૩૪. શ્લો. ૬ થી ૧૨ એ કુંવરીના સ્વપ્નનું વર્ણન કરેછે.

પૃ. ૩૫. શ્લો. ૮. ચરણ ૧. દિવ્યપુરુષ—પ્રેમનો અધિદેવતારૂપ દિવ્યપુરુષ આ કલ્પ્યોછે.

શ્લો. ૧૧. ચરણ ૨. 'વીંઝતો'–હેનું કર્મ 'ઝંઝાવાત' અને કર્તા 'ગૃધ્રરાજ' છે.

પૃ. ૩૫. શ્લો. ૧૧. ચરણ ૩. આક્રમી=આક્રમ કરનાર; હુમલો કરનાર. ગૃધ્રરાજ—મહાન્ ગીધ; તે ભાવિ મૃત્યુનો સૂચક કર્યોછે.

પૃ. ૪૧. શ્લો. ૧૯. ચરણ ૧. એડી—પ્રિન્સ વિહ્કટરનાં નામોમાં એડવર્ડ એ એક હતું અને હેનાં ભાઇ બ્હેનો વગેરે તથા પ્રિન્સેસ મે એડી એ ટૂંકા નામથી બોલાવતાં.

ચરણ ૩. 'ખોલી'—હેનો કર્તા 'આકાશવાણી' છે.

## વિધવાબાલાશ્રમની પાસે.–પૃ. ૩૮.

પૃ. ૪૨. શ્લો. ૩૦. વિધવાઓનાં બાળકો ગુપ્ત રીતે એક આશ્રમમાં મૂકી દેવા માટે હેવી ગોઠવણ જોયેલીછે કે બ્હારથી જ ભીંત્યમાં પેટી (વખારો) ખસેડી દેતાંની સાથે પેટી જોડે સંબન્ધ કરેલો ઘંટ અંદર મકાનમાં વાગે એટલે રક્ષક આવીને તરત બાળકને લઇ જાય; અને બ્હાર આવેલી વિધવા દેખાય પણ નહિં.

## ઠગાયલી વિધવા અને હેનું માંદુ બાળક—પૃ. ૪૩.

પૃ. ૪૪. શ્લો. ૧૭. ચરણ ૪. સાધ્વસ=ભય.

પૃ. ૪૬. શ્લો. ૨૬–૨૭. મદ્રદેશના રાજાની કુંવરી સાવિત્રીને યમરાજે મુવેલો પતિ સત્યવાન્ પાછો જીવતો કરીને આપ્યોહતો એ આખ્યાન સુપ્રસિદ્ધ છે.

માદ્રી=મદ્રરાજની પુત્રી; સાવિત્રી.

સાવિત્રીને તો મુવેલો પાછો આપ્યો હતો; આ વિધવાની અને માગણી તો જીવતી બાળકીના બદલામાં પોતાને મોતને આપવાની છે. તેથી સાદ્રી કરતાં આ સ્હેલી માગણી કહીછે.

બે સ્વપ્ન દર્શન—પૃ. ૪૭.

આ મનુષ્યનું જીવન અનેક દુ:ખથી ભરેલું છે; પરંતુ અન્તે સુખમય પરકાળમાં જીવન છે જ; તેમ જ એ પરજીવનની પ્રાપ્તિનો માર્ગ આ જીવનની કસોટીઓમાં થઇને જ છે; એ કસોટીઓનો કોઇ પણ પ્રકારે ત્યાગ થઇને એકદમ સુખમય પરજીવનમાં જઇ સકાવાનું જ નહિં; અને હેમાં જ વાસ્તવિક સત્ય અને હિત છે; એ કસોટીઓમાંથી ઊતરવા માટે શ્રધ્ધા અને શાન્તિ એ બે મુખ્ય સાધન છે; દુ:ખમય સંસારથી ત્રાસીને ન્હાસવાથી કાંઇ જવાવાનું જ નથી; એ સંસારના અંગારથી તપ્ત થયા છતાં શ્રદ્ધા અને શાન્તિનું સેવન કરી ખરા ધર્મમાર્ગને સ્વીકાર્યાથી ભાવિ આનન્દ અને સુખની સત્ય આશાનો ઝળકાટ અહિંથી જોઇ સકાશે. આ સર્વ સત્યોનું નિદર્શન કરવાનો પ્રયત્ન આ કાવ્યમાં છે. બે જુદાં જુદાં સ્વપ્નમાં દર્શન દીઠાં; એકમાં ખોટો પણ બ્હારથી લોભક ઉપાય બતાવનાર છેતરનારો દિવ્ય (દિવ્યભાસી) પુરુષ આવીને છેતરનારો ઉપદેશ કરેછે: બીજામાં સત્ય ઉપાય બતાવનાર સાચો દિવ્યપુરુષ (angel) સત્ય ઉપદેશ કરેછે;—આમ કલ્પનાનું સ્વરૂપ છે.

પૃ. ૪૭. શ્લો. ૩ ચરણ ૨. મધ્યરજની—અહિં સપ્તમીનો પ્રત્યય લુપ્ત છે. મધ્યરાત્રિયે.

ચરણ ૩, ચરણ ૪. 'ચાલિયો, પેઠો';—કર્તા (અધ્યાહૃત જેવો) 'હું' છે.

શ્લો. ૪ ચરણ ૨. ધરતો હાતું કર્મ 'શોર' છે.

ચરણ ૩. ભેદી—હેતુ કર્મ 'તરુઘટાઓ' છે. 'ચાલિયો'—કર્તા 'હું' (અધ્યાહૃત જેવો ) છે.

ચરણ ૪. સુણતો—કર્તા 'હું'–ઉપર પ્રમાણે, પડછંદ=(પ્રતિચ્છન્દ) પડઘા. પ્રાથમિક અર્થ—પ્રતિબિમ્બ.

પૃ. ૪૭. શ્લો. ૬. પૂર્વાર્ધ.–શ્યામશરીર (કાળા શરીરવાળા) તિમિરે નભગુહા લીંપી (લીપાઇ)હતી.

શ્લો. ૭. આકાશ અને સિન્ધુને એકઠાં ગૂંથીને અંધારું બંનેને એકાકાર કરી નાંખતુંહતું, અને એ બેમાં તારારૂપી અંગારા બધે વેરતુંહતું (સિન્ધુમાં તારાનાં પ્રતિબિમ્બરૂપે.)

શ્લો. ૮. ચરણ ૨. 'ઘેરીયો'—(અધ્યાહૃત જેવો) 'હું' ઘેરાયો.

પૃ. ૪૯. શ્લો. ૧૩. વીણા (બીન) નાં તુંબડાં તો કડવાં જ હતાં. પણ હેને ચન્દ્રિકાના લેપથી ઢાંકી દઇને જાણે બીજા કોઇ અદ્ભુત પદાર્થનાં છે એમ કર્યું હતું; એ આ દૂતનુ કપટમય સ્વરૂપ છે.

તન્ત્રી=તાર (વીણાના).

શ્લો. ૧૫. ચરણ ૧. નિર્વેદ=નિરાશામિશ્ર શોક.

શ્લો. ૧૬. ઉત્તરાર્ધ. "સ્વરમૌક્તિક વરસાવતો."—

રા. શ્રીમરાવકૃત 'પૃથુરાજરાસા'ના પ્રથમ સર્ગમાંના નારદની વીણાને કરેલા અપૂર્વ અને રમણીય ઉદ્બોધનમાંની

'કો વાર ભાવ ધરી નાચતી મોતી વેરે'

એ પંક્તિનો સંસ્કાર આ ઠેકાણેના રૂપકમાં છે.

પૃ. ૪૯. શ્લો. ૨૧ ઉત્તરાર્ધ. આનન્દસિન્ધુ—આનન્દસિન્ધુમાં. સપ્તમીનો પ્રત્યય લુપ્ત છે.

પૃ. ૫૧. શ્લો. ૩૨. ચરણ ૧. ગાનસૌરભધારી=ગાન અને સૌરભ ધારણ કરનાર. (ગાન અંદરથી આવતું; અને દિવ્યકુસમસુગન્ધ; જે બંને ઉપરના બે શ્લોકોમાં કહ્યાંછે તે).

પૃ. ૫૨ શ્લો. ૩૭. પૂર્વાર્ધ.–ગર્જનાને અને ઘોષણાને (બંનેને) ભેળીને. 'અને' અધ્યાહૃત જેવો છે. પવનનો અને પોતાનો નાદ બંને એકઠા કરીને.

સાવિત્રીને તો મુવેલો પાછો આપ્યો હતો; આ વિધવાની અને માગણી તો જીવતી બાળકીના બદલામાં પોતાને મોતને આપવાની છે. તેથી સાદ્રી કરતાં આ સ્હેલી માગણી કહીછે.

એ સ્વપ્નદર્શન–પૃ. ૪૭.

આ મનુષ્યનું જીવન અનેક દુઃખથી ભરેલું છે; પરંતુ અન્તે સુખમય પરકાળમાં જીવન છે જ; તેમ જ એ પરજીવનની પ્રાપ્તિનો માર્ગ આ જીવનની કસોટીઓમાં થઇને જ છે; એ કસોટીઓનો કોઇ પણ પ્રકારે ત્યાગ થઇને એકદમ સુખમય પરજીવનમાં જઇ સકાવાનું જ નહિં; અને હેમાં જ વાસ્તવિક સત્ય અને હિત છે; એ કસોટીઓમાંથી ઊતરવા માટે શ્રધ્ધા અને **શાન્તિ** એ બે મુખ્ય સાધન છે; દુઃખમય સંસારથી ત્રાસીને ન્હાસવાથી કાંઇ જવાવાનું જ નથી; એ સંસારના અંગારથી તપ્ત થયા છતાં **શ્રદ્ધા** અને **શાન્તિનું** સેવન કરી ખરા ધર્મમાર્ગને સ્વીકાર્યાથી ભાવિ આનન્દ અને સુખની સત્ય આશાનો ઝળકાટ અહિંથી જોઇ સકાશે. આ સર્વ સત્યોનું નિદર્શન કરવાનો પ્રયત્ન આ કાવ્યમાં છે. બે જુદાં જુદાં સ્વપ્નમાં દર્શન દીઠાં; એકમાં ખોટો પણ બ્હારથી લોભક ઉપાય બતાવનાર છેતરનારો દિવ્ય (દિવ્યભાસી) પુરુષ આવીને છેતરનારો ઉપદેશ કરેછેઃ બીજામાં સત્ય ઉપાય બતાવનાર સાચો દિવ્યપુરુષ (angel) સત્ય ઉપદેશ કરેછે;—આમ કલ્પનાનું સ્વરૂપ છે.

પૃ. ૪૭. શ્લો. ૩ ચરણ ૨. મધ્યરજની–અહિં સપ્તમીનો પ્રત્યય લુપ્ત છે. મધ્યરાત્રિયે.

ચરણ ૩, ચરણ ૪. 'ચાલિયો, પેઠો';–કર્તા (અધ્યાહૃત જેવો) 'હું' છે.

શ્લો. ૪ ચરણ ૨. ધરતાં હાતું કર્મ 'શોર' છે.

ચરણ ૩. ભેદી–હેતુ કર્મ 'તરુઘટાઓ' છે. 'ચાલિયો'–કર્તા 'હું' (અધ્યાહૃત જેવો ) છે.

પ્રમત્ત=અતિશય મત્ત (જોકે સામાન્ય અર્થ તો 'ગાફલ' એમ થાયછે.)

પૃ. ૫૫. શ્લો. ૫૭. ઉત્તરાર્ધ. એ માળાની વચ્ચે શુક્રનો તારો હતો તે દૂતના તેજસ્વી કપાળમાં પડેલા પોતાના પ્રતિબિમ્બને ચુમ્બતોહતો.

શ્લો. ૫૯. ઉત્તરાર્ધ. ધૂમકેતુરૂપી વિમાનને ધૂમકેતુનું પૂંછડું તે જ ચામરરૂપ શણગાર હતો.

પૃ. ૫૬. શ્લો. ૬૪ ચરણ ૪. અવસાન=અવસાને; અન્તે. (સપ્તમીનો પ્રત્યય લુપ્ત છે).

પેલા પ્રથમ આવેલા ખોટા દૂતની શ્લો. ૨૪, ૨૫ માં કહેલી દલીલોનો ઉત્તર શ્લો. ૬૨ ૬૪, ૬૫ માં છે; અને શ્લો. ૨૬ માંની દલીલનો ઉત્તર પૃ. ૫૬. શ્લો. ૬૭ માં છે.

પૃ. ૫૬. શ્લો. ૬૮ બીનું લૂગડું પાથર્યાથી અંગારા હોલાઈ જાય; તેમ **શ્રદ્ધાશાન્તિ**ના ધ્વજપટથી ભવ-અંગાર હોલાઈ જાય.

પૃ. ૫૮. શ્લો, ૭૬ ચરણ ૨. ગગનસુન્દરી—અર્થાત્—ઉષા.

## મત્સ્યગન્ધા અને શાન્તનુ.—પૃ. ૬૮.

મત્સ્યગન્ધાનું આખ્યાન મહાભારતમાંનું સુપ્રસિદ્ધ છે. વાર્તાનો માત્ર ઉપયોગ કરી આ કાવ્યમાં યોગ્ય લાગતો ફેરફાર કર્યોછે.

પ્રખ્યાત ચિત્રકાર રાજા રવિવર્માનું આ વિષયનું સુન્દર ચિત્ર વડોદરામાં લક્ષ્મીવિલાસ મહેલમાં જોયેલું તે ઉપરથી આ કાવ્યની પ્રેરણા થઇહતી.

ગરબી–ગરબીની આ ચાલ વિશે 'દિવ્ય સુંદરીઓનો ગરબો' એ કાવ્યમાંની વનદેવીની ગરબી ઉપરની ટીકા જુવો.

અહિં પણ 'ચ્છ,' 'ર' 'ન' 'અ' વગેરે ઉપરનાં ચિહ્ન પ્લુતસ્વર જણાવેછે.

પૃ. ૫૯ શ્લો. ૮ ચરણ ૪. રાજા એકદમ અણધાર્યો આવી ચઢયો તે જોઇને ગાતી ગાતી તદ્દન બંધ ના રહી પણ અડધું બ્હાર એમ ગાન ગણગણતી રહી; માટે 'ગુંજતી' કહ્યુંછે. ગુંજતી ગુંજતી રહીને ગાતે થોભી.

શ્લો, ૯. ચરણ ૨. મૃદુ ગાલમાં.–એ માછીની છોકરીના મૃદુ ગાલમાં.

શ્લો. ૧૦. ચરણ ૩. કર્તવ્યવશ—હોડીમાં આ કિનારેથી પેલે કિનારે ઉતારૂઓને લઈ જવાનું હેનું કામ જ હતું માટે કર્તવ્યવશ.

પૃ. ૬૦ શ્લો. ૧૨–૧૪ એ મત્સ્યગન્ધાએ ગાયેલી પ્રારમ્ભની ગરબી ( શ્લો ૧–૩) ના રૂપકને અનુલક્ષીને ઉત્તરરૂપ કાંઇક છે. શ્લો. ૧૨ તે શ્લો. ૩ નો, શ્લો. ૧૩ તે શ્લો. ૨ નો અને શ્લો. ૧૪ તે શ્લો. ૧ નો એમ ઉત્તરરૂપ છે.

પૃ. ૬૧ શ્લો. ૨૧ ચરણ ૩. અતન્દ્રિતા=અનિદ્ર, જાગ્રત.

ચરણ ૪. સ્મરસખી=સ્મર (=કામદેવ) ની સખી. મદનનું ઉદ્દીપન કરનારી.

પૃ. ૬૨. શ્લો. ૨૬. ચરણ ૪. કુતૂહલ=નવાઇ; આશ્ચર્ય; કેવું હશે? શું હશે? એ જાણવાની ઇચ્છાની વૃત્તિવાળું આશ્ચર્ય.

શ્લો. ૨૭. ગાલ સુન્દરીનો; અધર શાન્તનુનો. ગાલને અધર અડકતા અડકતામાં સુન્દરીએ અપૂર્વ આનન્દાનુભવથી અને સંમતિ હોવાથી સ્મિત કર્યું.

## ૭ ઉત્તરા અને અભિમન્યુ–પૃ. ૬૨.

આ કથા મહાભારતમાં છે અને અત્યન્ત સુપ્રસિદ્ધ છે. નવીન લગન થયેલો અભિમન્યુ યુદ્ધમાં જાયછે અને ઉત્તરા હેને રોકેછે, પછી યુદ્ધમાં એ પડેછે. એ માત્ર કથામાંથી લીધેલુંછે. બાકી ઉત્તરાનું સ્વપ્ન અને બધો સંવાદ કલ્પી કાઢેલાં જ છે.

શ્લો. ૧. ચરણ ૪. નવોઢા=નવી પરણેલી યુવતી.

પૃ. ૬૩ શ્લો, ૫ ચરણ ૩ પક્ષ્મોમાં=પાંપણોમાં.

પ્રમત્ત=અતિશય મત્ત (જોકે સામાન્ય અર્થ તો 'ગાફલ' એમ થાયછે.)

પૃ. ૫૫. શ્લો. ૫૭. ઉત્તરાર્ધ. એ માળાની વચ્ચે શુક્રનો તારો હતો તે દૂતના તેજસ્વી કપાળમાં પડેલા પોતાના પ્રતિબિમ્બને ચુમ્બતોહતો.

શ્લો. ૫૯. ઉત્તરાર્ધ. ધૂમકેતુરૂપી વિમાનને ધૂમકેતુનું પૂંછડું તે જ ચામરરૂપ શણગાર હતો.

પૃ. ૫૬. શ્લો. ૬૪ ચરણ ૪. અવસાન=અવસાને; અન્તે. (સપ્તમીનો પ્રત્યય લુપ્ત છે).

પેલા પ્રથમ આવેલા ખોટા દૂતની શ્લો. ૨૪, ૨૫ માં કહેલી દલીલોનો ઉત્તર શ્લો. ૬૨ ૬૪, ૬૫ માં છે; અને શ્લો. ૨૬ માંની દલીલનો ઉત્તર પૃ. ૫૬. શ્લો. ૬૭ માં છે.

પૃ. ૫૬. શ્લો. ૬૯ ભીનું લૂગડું પાથર્યાથી અંગારા હોલાઈ જાય; તેમ **શ્રદ્ધાશાન્તિ**ના ધ્વજપટથી ભવ–અંગાર હોલાઈ જાય.

પૃ. ૫૮. શ્લો, ૭૬ ચરણ ૨. ગગનસુન્દરી—અર્થાત્–ઉષા.

## મત્સ્યગન્ધા અને શાન્તનુ.—પૃ. ૬૮.

**મત્સ્યગન્ધા**નું આખ્યાન મહાભારતમાંનું સુપ્રસિદ્ધ છે. વાર્તાનો માત્ર ઉપયોગ કરી આ કાવ્યમાં યોગ્ય લાગતો ફેરફાર કર્યોછે.

પ્રખ્યાત ચિત્રકાર રાજા **રવિવર્મા**નું આ વિષયનું સુન્દર ચિત્ર વડોદરામાં લક્ષ્મીવિલાસ મહેલમાં જોયેલું તે ઉપરથી આ કાવ્યની પ્રેરણા થઇહતી.

ગરબી–ગરબીની આ ચાલ વિશે 'દિવ્ય સુંદરીઓનો ગરબો' એ કાવ્યમાંની વનદેવીની ગરબી ઉપરની ટીકા જુવો.

અહિં પણ 'ચ્છ,' 'ર' 'ન' 'અ' વગેરે ઉપરનાં ચિહ્ન પ્લુતસ્વર જણાવેછે.

પૃ. ૫૯ શ્લો. ૮ ચરણ ૪. રાજા એકદમ અણધાર્યો આવી ચઢ્યો તે જોઇને ગાતી ગાતી તદ્દન બંધ ના રહી પણ અડધું બ્હાર એમ ગાન ગણગણતી રહી; માટે 'ગુંજતી' કહ્યુંછે. ગુંજતી ગુંજતી રહીને ગાતે થોભી.

શ્લો, ૯. ચરણ ૨. મૃદુ ગાલમાં.—એ માછીની છોકરીના મૃદુ ગાલમાં.

શ્લો. ૧૦. ચરણ ૩. કર્તવ્યવશ—હોડીમાં આ કિનારેથી પેલે કિનારે ઉતારૂઓને લઈ જવાનું હેતું કામ જ હતું માટે કર્તવ્યવશ.

પૃ. ૬૦ શ્લો. ૧૨–૧૪ એ મત્સ્યગન્ધાએ ગાયેલી પ્રારમ્ભની ગરબી (શ્લો ૧–૩) ના રૂપકને અનુલક્ષીને ઉત્તરરૂપ કાંઇક છે. શ્લો. ૧૨ તે શ્લો. ૩ નો, શ્લો. ૧૩ તે શ્લો. ૨ નો અને શ્લો. ૧૪ તે શ્લો. ૧ નો એમ ઉત્તરરૂપ છે.

પૃ. ૬૧ શ્લો. ૨૧ ચરણ ૩. અતન્દ્રિતા=અનિદ્ર, જાગ્રત.

ચરણ ૪. સ્મરસખી=સ્મર (=કામદેવ) ની સખી. મદનનું ઉદ્દીપન કરનારી.

પૃ. ૬૨. શ્લો. ૨૬. ચરણ ૪. કુતૂહલ=નવાઇ; આશ્ચર્ય; કેવું હશે? શું હશે? એ જાણવાની ઇચ્છાની વૃત્તિવાળું આશ્ચર્ય.

શ્લો. ૨૭. ગાલ સુન્દરીનો; અધર શાન્તનુનો. ગાલને અધર અડકતા અડકતામાં સુન્દરીએ અપૂર્વ આનન્દાનુભવથી અને સંમતિ હોવાથી સ્મિત કર્યું.

## ઉત્તરા અને અભિમન્યુ–પૃ. ૬૨.

આ કથા મહાભારતમાં છે અને અત્યન્ત સુપ્રસિદ્ધ છે. નવીન લગ્ન થયેલો અભિમન્યુ યુદ્ધમાં જાયછે અને ઉત્તરા હેને રોકેછે, પછી યુદ્ધમાં એ પડેછે. એ માત્ર કથામાંથી લીધેલુંછે. બાકી ઉત્તરાનું સ્વપ્ન અને બધો સંવાદ કલ્પી કાઢેલાં જ છે.

શ્લો. ૧. ચરણ ૪. નવોઢા=નવી પરણેલી યુવતી.

પૃ. ૬૩ શ્લો, ૫ ચરણ ૩ પક્ષ્મોમાં=પાંપણોમાં.

ચરણ ૪. નવાં—લગ્ન પછી પ્હેલવ્હેલાં જ આ આંસુ પડયાં, (પ્રસંગ જ પ્રથમ), તેથી, તેમ જ,–નવવધૂના નવા નવા પ્રેમને લીધે એ પ્રથમ આંસુમાં મોહની શકિત પણ અપૂર્વ નવીન તેથી પણ–નવાં આંસુ.

શ્લો. ૮ તથા ૯ યુગ્મક છે. 'સુકુમાર જુગલ કપોતરકેરું' એમ સંબન્ધ છે.

પૃ. ૬૪. શ્લો. ૧૧. ચરણ ૩. જિવ્હા=જીભ; અગ્નિની જવાળા; ભડકાની શિખા.

પૃ. ૬૫. શ્લો. ૨૧. ચરણ ૩. અસિ=તરવાર.

**રમણીયતાજનિત શોક.–પૃ. ૬૫.**

આનન્દ અને શોકનાં ઝરણનાં મૂળ મનુષ્યના હૃદયમાં પાસે પાસે છે, એમ જ્ઞાતાઓનું કહેવું છે. આનન્દ અને શોક બંનેની પરિસીમામાં આંસુ જ પડેછે એ હેતું એક સૂચક ચિહ્‌ન છે. અત્યન્ત ટાઢય અને અત્યન્ત ગરમી બેનાં પરિણામ એકસરખાં જ કહેવાયછે. આ કાવ્યમાં સુન્દર સરોવર જોયાથી આનન્દ થતાં વાંત શોક–એ આનન્દથી જ ઉત્પન્ન થયેલો–ત્હેતું સ્વરૂપ તથા નિદાન (મૂળ, કારણ) બતાવવાનો પ્રયત્ન છે.

પૃ. ૬૬. શ્લો. ૫. અત્યન્ત સ્થિર રહેલાં ઝાડ જાણે દિવ્યભૂમિ જુવેછે; જે દિવ્યભૂમિ જળમાં પડેલા પ્રતિબિમ્બજગત્‌ની પણ પેલી પાર રહેલીછે. જળમાં ધ્યાનસ્થ જોઇ રહેલાં ઝાડ આમ ઊંડાં ઊંડાં પટ ખોલી દિવ્યભૂમિનું દર્શન કરેછે.

શ્લો. ૭ પૂર્વાર્ધ. 'શું' અને 'કાં' એ પુનરુકત નથી. શું=કે'વા. (કે'વા ઊંડા); અર્થાત્‌, અતિશય (ઊંડા).

**શુક્રતારા—પૃ. ૬૭.**

આ કાવ્યનું ફલિતતત્ત્વ છેલ્લા (૧૦ તથા ૧૧ મા) શ્લોકમાં બતાવ્યુંછે.

શ્લો. ૧–૨. સન્ધ્યાકાળના આકાશમાંથી ધીરે ધીરે પ્રગટ થતી શુક્રતારાને સુરસરોવરમાં ન્હાતી ઉર્વશીની ઉપમા આપીછે. બાકીનો ઉપમાનવાક્યનો અંશ–પુરૂરવે ઉર્વશી ને ગુમાવી, પછી ગાંડો થઇ બધે શોધી વળ્યો, વગેરે—ઉપમેયવાક્યમાં પ્રતિરૂપ પામતો નથી; એ માત્ર પૂર્વ સંસ્કાર આણી ઉપરંજક જ થાયછે.
ઋગ્વેદ V–80–5 સરખાવોઃ—

**एषा शुभ्रा न तन्वो विदाना ऊर्ध्वे वस्नाति दृशयेनो अस्थात्।**

અર્થઃ—"એ (ઉષા) પોતે સ્નાન કરીને પાણીમાંથી નીકળતી સુન્દરીની પેઠે પોતાનું શરીર પ્રગટ કરેછે."

પુરૂરવ અને ઉર્વશીની કથાનું દૂરમાં દૂર મૂળ ઋગ્વેદમાંની ઉષાની રમણીય કલ્પનામાં છે. પુરૂરવસ્ રાજા અને ઉર્વશી અપ્સરા તે સૂર્ય અને ઉષા એ પ્રકૃતિનાં સ્વરૂપ જ છે. પછી શતપથ બ્રાહ્મણ, વિષ્ણુપુરાણ, હરિવંશ વગેરેમાં ભિન્ન ભિન્ન રૂપાન્તર પામીને એ કથા ગવાઇછે. (ઓખા–ઉષા—અને અનિરુદ્ધની કથાનું મૂળ પણ એ જ છે). એ કથાનું એક રૂપ નીચે પ્રમાણે છે;—

ઉર્વશી નામની અપ્સરા અને પુરૂરવસ્ રાજા એકબીજાને મોહી ગયા, અને ઉર્વશીએ કેટલીક શરતો કરીને પુરૂરવ જોડે ર્‌હેવાનું કબૂલ કર્યું; ઉર્વશીનાં ત્રણ ઘેટાં છોકરાં જેવાં વ્હાલાં હતાં તે હમેશાં ઉર્વશીના પલંગે બાંધી રાખવાં અને કોઇને લઇ જવા દેવાં નહિં. ઉર્વશીને ખાવાને માત્ર ઘી જ આપવું; અને કદી પણ પુરૂરવે ઉર્વશીની દૃષ્ટિયે નગ્નાવસ્થામાં ન પડવું;—આ ત્રણ શરતો હતી. અન્તે સ્વર્ગમાંના દેવ ઉર્વશીને પાછી સ્વર્ગમાં આણવાને ઉત્સુક થયા; તેથી એક રાત્રે ગન્ધર્વલોકોએ ઉર્વશીનાં ઘેટાં ચોરી લીધાં ઉર્વશીની બૂમોને લીધે પુરૂરવ નગ્ન છતાં પણ તલવાર લઇને દોડ્યો. આ વખતે ગન્ધર્વોએ એક જબરો વીજળીનો ઝબકારો પ્રગટ કર્યો, એટલે

ઉર્વશીએ પુરૂરવને નગ્ન દીઠો. તુરત ઉર્વશી અદૃશ્ય થઇ ગઇ. પુરૂરવ ગાંડો બની ઉર્વશીને સોધતો ભટકવા લાગ્યો; અંતે કુરુક્ષેત્રમાં એક કમળના સરોવરમાં બીજી ચાર અપ્સરાઓ સહિત ઉર્વશીને ન્હાતી દીઠી. પછી દરવરસે એક વાર મળવાનું કબૂલ કર્યું.–ઇત્યાદિ કથા છે. અહિંના પ્રસંગ માટે આટલી જ કથા બસ છે, સૂર્યને નગ્ન દેખતાં ઉષા લુપ્ત થાયછે એ નિત્ય બનતા સૃષ્ટિના બનાવને આ કથામાં ગ્રથિત કર્યોછે.

શ્લો. ૧. ચરણ ૧ પ્રમાદ=ગફલત. ઉર્વશીની નજરે નગ્નાવસ્થામાં જણાવાનો પ્રસંગ આવવા દીધો એ ગફલત.

પૃ. ૬૯. શ્લો. ૧૦ ચરણ ૨. દુઃખપ્રધાન=દુઃખ જેમાં પ્રધાન (મુખ્ય) છે હેવી. ઘણો ભાગ દુઃખથી ભરેલી.

શ્લો. ૧૧. ચરણ ૪ 'અમરભૂમિ'–એ 'ઝંખી'નું કર્મ છે; 'જશે' નું નથી.

## ચેવતી પૃ.–૭૪.

શોલાપુર જિલ્લામાં ચેવતીનામના ગામપાસે ઘણું મ્હોટું તળાવ છે. તે સ્થળને સંબન્ધે આ કાવ્ય છે.

શ્લો. ૧ પૂર્વાર્ધ. પેલી—'ઘટા' નું વિશેષણ છે. તટ ગગનની=ગગનને તટે,

ચરણ ૪ શકલ=કડકો, અર્ધચન્દ્ર હતો તેથી.

પૃ. ૭૫ શ્લો. ૩ પૂર્વાર્ધ. બિમ્બપ્રતિબિમ્બ—ખરેખરા ચન્દ્રનું શકલ અને કાળું વાદળું તે બિમ્બ; અને મ્હારા હૃદયમાં રહેલો અંગાર અને રેલેલો અન્ધકાર તે (ઉપર કહ્યા પ્રમાણે) પ્રતિબિમ્બ. એ બંને કોઇયે પણ પ્રચ્છન્ને (છાનાં, ગુપ્ત રીતે પણ) નથી જોયાં.

પૃ. ૭૬. શ્લો. ૪. 'આપણે બેએ માંહિં બેસીને, પેલું નાવડું પછી તરત તરતું મૂક્યું'–આમ અન્વય છે.

✓ભોરઘાટ. પૃ. ૭૭.

શ્લો. ૧ ચરણ ૩–૪ 'હસ્યા,' 'બન્યા,' 'સૂતા,' એ સર્વનો કર્તા. તથા ક્ષુબ્ધ' નો વિશેષ્ય, 'ગિરિ' (પ્રથમ ચરણમાંના 'ગિરિ-મંડળ'માંથી અધ્યાહાર્ય) છે.

પૃ. ૭૮ શ્લો. ૨. હાવો દેખાવ પર્વતો ચઢતાં વરસાદના દિવસમાં જોનારને હાનું તથ્ય સમઝાશે જ; મેદાનમાં રહીને તો ઇન્દ્રધનુષ્ય દૂર આકાશમાં જ દેખિયેછિયે, પણ આ તો આપણાથી પણ નીચે અથવા બરાબર સપાટીએ, આમ જાણે હાથવડે અડકીને લઇ લઇયે હેવું બે પર્વતમાળની વચ્ચે ખીણમાં ઇન્દ્રધનુષ્ય તરતું દેખાયલુંછે

શ્લો. ૩. ચરણ ૩. પર્વત એ ભવ્યતાની મૂર્તિ; અને ઇન્દ્રધનુષ્ય તે રમ્યતાની મૂર્તિ. ભવ્ય અંશ વિશેષ તેથી ભવ્યમાં રમણીય રહીને, શમેછે, માંહિં ભળી જાયછે.

ચરણ ૪. વિરમે=આનન્દથી વિરામ પામે, તન્મય થવાથી સ્તબ્ધ થાય.

શ્લો. ૪. ચરણ ૨. મૌનનદી–મૌનનદીમાં, (સપ્તમીનો પ્રત્યય લુપ્ત છે).

ચરણ ૪. ઠરે=સ્થિર ઊભા રહે.

શ્લો. ૫. ચરણ ૪. હૃદયે–જોનારના હૃદયમાં.

શ્લો. ૬. ચરણ ૨. તરણિ=સૂર્ય.

ચરણ ૩. તે—તૃણભૂમિ.

પશુવૃન્દ–ગાયો વગેરેનાં 'ટોળાં.'

પૃ. ૭૯. શ્લો. ૮ ચરણ ૧ એહ પરે=એ પેર; એ રીત્યે.

" " " ઉત્તરાર્ધ–ઉપર વર્ણવેલાં જુદા જુદા વખતનાં પર્વતમંડળનાં રૂપ દીઠાં ખરાં, તો પણ ન દીઠેલાં હેવાં ઘણાં બાકી હશે. તે રૂપ ભાવબળે (હૃદયના ભાવની શક્તિથી પ્રેરાયલી કલ્પનાની દૃષ્ટિ વડે) જોઇ સકુંછું. માટે જ બિમ્બ વિના (ન જોયલાં રૂપ તે બિમ્બ વિના) પ્રતિબિમ્બ (કલ્પનાબળે ભાવબળે, જોવાતાં રૂપે

તે પ્રતિબિમ્બ) મન ઉપર પડેછે. એ પ્રતિબિમ્બ-કલ્પનાબળે જોયેલાં રૂપ-નીચેના શ્લો. ૯ થી શ્લોક. ૧૩ ના પૂર્વાર્ધ સૂધીમાં દર્શાવ્યાંછે.

શ્લો. ૧૦. ચરણ ૨. ઉષાને સૂર્યની પત્ની કોઇ ઠેકાણે, તેમ કોઇ ઠેકાણે જનની, વેદમાં કહેલીછે; તેમ કોઇ ઠેકાણે હેની (પૂષાની, એટલે પૂષા તે સૂર્ય જ ગણાય એમ છે તેથી સૂર્યની) બ્હેન પણ કહીછે. તે વાંચ્યા પ્હેલાં સ્વતન્ત્ર રીતે આ કલ્પના કરેલીછે. ઉષા તથા સૂર્ય બંને એક જ દ્યૌદેવીનાં (દ્યૌ=આકાશ) એક પછી એક જન્મનારાં બાળક છે એમ કલ્પનાનું મૂળ છે.

સ્વસા=બ્હેન.

પૃ. ૮૦. શ્લો. ૧. ચરણ ૨. તર્જન=ચમકારો. અન્વય આમ છેઃ-કદી ઘન ગાઢ ભયંકર ગર્જનથી ગગડે, (અને) વિદ્યુતતર્જનથી (વીજળીના ચમકારાથી શ્યામળા નભને વાંકીચૂંકી લીંટિયે ચમકાવીને (પછી તરત) તિમિરે નભને વીંટી લિયે (લે).

શ્લો. ૧૪. પર્વતની આમ જુદી જુદી સ્થિતિમાં જુદી જુદી છબિ હોયછે. છતાં આખર પર્વતનું વ્યક્તિસ્વરૂપ એક જ રાખનારું તત્ત્વ બધી છબિમાં ઊંડું રહેલું હોયછે; તેથી જ પર્વતનું વ્યક્તિ લક્ષણ (જાત્યનું ખાસ સ્વરૂપ) કાયમ રહેછે.

**એક બાળકીના મરણ વિષે—પૃ. ૮૨.**

શ્લો. ૨. ચરણ ૧. સુનાની મેઘમાળા પર્વતાકારે સન્ધ્યાકાળે બનેછે તે.

શ્લો. ૩ ચરણ ૨. અમૃતાધિકાર=અમરભૂમિમાંથી તું આવેલી તે ત્હારી યોગ્યતા.

પૃ. ૮૨ શ્લો. ૬ પૂર્વાર્ધ.-હૃદયમાં જે અલૌકિક ભાવની પ્રેરણાઓ કરી તે જ એ બાળકીનાં (દિવ્ય કોકિલાનાં) ગાન. ઉત્તરાર્ધ-જે

પ્રેરણાઓથી જાણે અમરભૂમિનાં દર્શન થઇ સકેલાં માટે અમૃતનાં પાન પીધાં કલ્પ્યાંછે.

શ્લો. ૮ નિર્દોષ વાચારહિત શિશુના સ્મિતનું નિદાન અહિં અમરભૂમિનાં ગાનનું શ્રવણ કલ્પ્યુંછે. અમરભૂમિનાં ગાન સાંભળેછે તેથી શિશુ આપણને કારણવિના હસતું લાગેછે.

આ કલ્પનાને મળતી જ કલ્પના Swinburne (સ્વિનબર્ન) ના Baby's Epitaph નામના કાવ્યમાંની પંક્તિઓમાં છેઃ—
All the while ye saw me smile ye knew not whence the song came that made me smile.

પણ આ કાવ્ય બનાવ્યા પછી ત્રણ વરસ પછી સ્વિનબર્નનું આ કાવ્ય મ્હેં પ્રથમ જ દીઠું હતું. તેથી આ કલ્પનાની ઉત્પત્તિ સંસ્કારજન્ય નહિં પણ સ્વતન્ત્ર જ છે.

શ્લો. ૧૦ ચરણ ૪ અમૃતાશ્રુ–ઉપર કહેલા અનેક દિવ્ય સંસ્કાર અને ભાવને લીધે ઉત્પન્ન થયેલાં આંસુ, માટે અમૃતાશ્રુ.

**કુસુમમાળાની ભેટ—પૃ. ૮૩.**

શ્લો ૧. ચરણ ૧. ફૂલડાં ગૂંથતાં–'કુસુમમાળા' (એ કાવ્યના પુસ્તક) નાં કાવ્યો રચતાં તથા ગોઠવતાં.

શ્લો. ૨. ચરણ ૧–૨. તે–ફૂલમાળ. એ કાવ્યોનું પુસ્તક (ભેટઆપેલું).

**ઉપહારનો સ્વીકાર પૃ. ૮૩.**

શ્લો. ૨ ચરણ ૧–૨. માટીનું અત્તર માટે. શ્લો. ૧ માં કહેલો સુગન્ધ ધરતું.

**નવા વર્ષને દિવસે—પૃ. ૮૪.**

શ્લો. ૨ ચરણ ૩ કીલક=ખીલો

**નવીન રજની—પૃ. ૮૬.**

શ્લો. ૩ ચરણ ૧ સ્નાનવડે મેઘરજથી શુદ્ધ. આમ સંબન્ધ છે.

પૃ. ૮૭. શ્લો. ૯ તિમિરસહોદર–અન્ધકારનાં ભાંડુ. અન્ધકાર

જોડે જન્મેલાં અર્થાત્, ઘોર, દુષ્ટ (કૃત્ય). હેવાં કૃત્ય હાવી તેજસ્વી આનન્દમય રજનીમાં લુપ્ત થઇ જઈ સદ્વૃત્તિ પ્રેરીને ઉજ્જ્વલતા ઉત્પન્ન થાયછે. એટલું જ; બાકી દુષ્ટ કૃત્ય તે કાંઇ કોઇ રીતે ઊજળાં (તેનાં તે જ) ના બનવાનાં.

અલૌકિક રજની—પૃ. ૮૭.

અહિં આરમ્ભની બે પંક્તિયોમાં–'કેવી શાન્ત'—અને 'ફેડે હૃદયક્ષોભ'—એમ પ્રથમ આવૃત્તિમાં હતું. કે, ફે અને ડે એ દીર્ઘ છતાં ટૂંકાવવા પડેછે તે ખામી હતી; તેથી 'શી શાન્ત–' અને 'ઉર-ક્ષોભ હરે–'એમ કર્યું છે.

પૃ ૮૮. શ્લો. ૩. ચરણ ૨ પૂરી=પૂરીને.

એ વાત પૂરીને રજની ગાજે છે;–આમ અન્વય છે.

શ્લો ૪. પ્રતિબિમ્બ પડેલાં,–તારાનાં–તેથી આ કલ્પના છે.

દિવ્યગાયકગણ—પૃ. ૮૮.

આ કાવ્યના આરમ્ભમાં વર્ણવેલો અદ્‌ભુત અને સુન્દર દેખાવ કાનડા જિલ્લામાં બેલીકેરીના અખાતમાં સમુદ્રકિનારે પ્હેરોડમાં દીઠો હતો. પૂન્યમ પછી બે એક દિવસનો ચન્દ્રનો ગોળો આકાશમાં ક્ષિતિજથી સારી પેઠે ઊંચે રહેલો ત્હેના તેજનો ભભૂકો સમુદ્રની સપાટી સુધી પ્હોંચી અંદરનાં પ્રતિબિમ્બ પડેલા ચન્દ્રના તેજઃ-સ્તમ્ભ જોડે મળીને ખરેખરો જાણે તેજઃ–સ્તમ્ભ જ આકાશ અને સમુદ્રને જોડતો જણાતો હતો.

આ વખતના દેખાવથી ઉત્પન્ન થયેલા ભાવ અને કલ્પના બંનેની પ્રવૃત્તિથી આ કાવ્ય રચાયું છે. ચન્દ્ર, ઉષા, સિન્ધુ વગેરે દિવ્યગણનું આરમ્ભનું ગાન પ્રથમ સંભળાયછે. એ સર્વ પરમાત્મસ્વરૂપનું દર્શન કરવાને ઉત્સુક થઈ એકઠાં થયાં જણાયછે. પ્રકૃતિ માતાએ (પોતાના સ્વરૂપમાંથી ઉત્પન્ન થયેલાં ભિન્ન વ્યક્તસ્વરૂપ પોતાનાં બાળકરૂપ) આ સર્વ દિવ્યગણને વચન આપ્યું હતું કે કોઇક દિવસ પરમ પિતાનું

દર્શન ત્હમને કરાવીશ. તે દિવસ આજ અપૂર્વ યોગને લીધે, આમ અનેક દિવ્યગણ અલૌકિક સૌન્દર્યવાળા પ્રભાતમાં એકઠાં થવાને લીધે, આવ્યોછે. સર્વ દિવ્ય ગણોએ સ્તુતિગાન ચલાવ્યાં. ગીત બંધ થતાં વાંત, આકાશગોળાની પણ પેલી પાર કોઇ અપૂર્વ દિવ્યગાન સંભળાયું. આકાશગોળ ફાટયો; માંહેથી કોઇ અપૂર્વ ભૂરા તેજનો પ્રવાહ—તે જ અમૃતની નદી—નીકળીને તે ઉપર સૂનાના નાવમાં બેશીને મૃત્યુલોકમાં સત્કાર્ય કરીને અમરલોકમાં વશેલાં નરનારી જતાં જણાયાં. આ પછી આ આકાશગોળની પણ પેલી મર રહેલું કોઇ શાન્ત તેજનું બ્રહ્માણ્ડ (તેજનો ગોળો—વ્યોમગોળને પાછળથી વીંટી લેતો; આજ વ્યોસગોળ ફાટવાથી થોડો જણાતો—તે બ્રહ્માણ્ડ) ફાટયું; અને, આ વ્યોમ અને તેજનો બ્રહ્માણ્ડગોળ, આમ બેવડા પડની પાછાડી ગુપ્ત રહેલો પ્રચણ્ડ જ્યોતિ ઝળહળ્યો. એ જ પરમાત્મસ્વરૂપ. મનુષ્યને આધ્યાત્મિક દૃષ્ટિથી પરમાત્મસ્વરૂપનું દર્શન, પ્રકૃતિ જોડે કવિત્વમય અને ભક્તિમય યોગલીનતાથી, થતું દેખાડવાનો પ્રયત્ન આ કાવ્યમાં છે. હેમાં વાપરેલાં સાધનો, દિવ્યગણનું ગાન, આકાશનું ફાટવું, અમૃતનદીનું વ્હેવું, તેજોમય ગોળાનું ફાટવું, વગેરે—કલ્પનાની જ સામગ્રી છે એ કહેવાની જરૂર નથી.

શ્લો, ૭. પૂર્વાર્ધ—દમયન્તીના રૂપનું વર્ણન કરતાં નળાખ્યાનમાં પ્રેમાનન્દની

"ઉભે અમીનિધિકિરણ પ્રગટયાં કળા થઇ પ્રકાશ,
જ્યોતે જ્યોતથી સ્તંભ પ્રગટયો, શું એથી રહ્યો આકાશ."

એ કડીમાંના ઉત્તરાર્ધમાંનું વચન ઉપયોગમાં લઇને અહિં જુદી રીતે લગાડયું છે.

પૃ. ૮૯. શ્લો ૮. ચરણ ૨. નિજરૂપ=પોતાના જેવા સ્વરૂપની. પોતાના જેવી જ. બહુવ્રીહિ સમાસ છે.

ચરણ ૩. વ્યોમચન્દ્રહૃદયમાં—વ્યોમમાંના ચન્દ્રના હૃદયમાં.

શ્લો. ૧. ચરણ ૪. તાત્ત્વિક=સત્ય; સાચો.

પૃ. ૯૧. શ્લો. ૧૭ વગેરે. ઉપજાતિ વસન્તતિલકા—

આ વૃત્તમિશ્રણ નવું કરેલું છે, પણ સમજાય હેવું છે. તેમ સંહેતુક પણ છે. પ્રથમ ત્રણ ચરણ ઉપજાતિનાં અને ચોથું ચરણ વસન્તતિલકાનું—એમ છે.

શ્લો ૧૯ ચરણ ૨. 'જ્હાં (=જે વખતે) આકાશમાં મેઘને ચીરીને વીજળી કૂદે છે. તે વેળ'—એમ અન્વય છે.

પૃ ૯૧. ૨૦ ચરણ ૩. પ્રત્યેક તરંગમાં ચન્દ્રનું તેજ ચળકે એ જ દીપ.

શ્લો ૨૧ ચરણ ૨ લ્હાતી=ર્હેંચતી. લ્હાણું કરતી.

પૃ. ૯૫, શ્લો. ૪૦ ચરણ ૨. એ–ઝાંખી=હેની (પરમ પુરુષની) ઝાંખી. કરાવા=કરાવવા. આટલી અશુદ્ધિની છૂટય લીધીછે.

શ્લો. ૪૩. અહિં સુચવેલું ગાન તે, નીચે (શ્લો. ૫૦ માં) આવવાનાં અમરજનનું ગાન છે એમ કલ્પના છે. એ ગાન પ્રથમ જ સંભળાયું, અને પછીથી માત્ર અમૃતનદીમાં કનકનૌકાઓમાં સરી જતી અમરજનની પંક્તિનું દર્શન થયું, તેથી આમ એ ગાનનું મૂળ ગૂઢવત્ રહ્યુંછે.

પૃ. ૯૬. શ્લો. ૪૫. ચરણ ૨. સુમન્દ્ર=સારી પેઠે ગમ્ભીર.

શ્લો. ૪૯ ચરણ ૨. ભૂરા રંગની જ્યોત્સ્ના (ચાંદની) અસંભવિત જેવી જણાશે, પણ ચન્દ્રનું તેજ જોરમાં કાંઇક ઓછું હતું અને સમુદ્રના રંગની સાથે સંબન્ધમાં આવ્યુંહતું ત્હેવી સ્થિતિમાં સમુદ્રજળ ઉપર પડેલી ચાંદની ભૂરા રંગે જણાતી મ્હેં જોયેલીછે.

પૃ. ૯૭, શ્લો ૫૦. ચરણ ૪. અમર=(ચાલતા આવેલા હિન્દુમતમાં માનેલા સ્વર્ગલોકના દેવ નહિં,—પણ) અમૃતત્વ પામેલા મનુષ્યના જીવાત્માઓ.

'કો નર, કોઇ નારી'–મરણ પછી પણ આ મૃત્યુલોકની પેઠે નરનારીનો ભેદ રહેવાનો કે નહિં, એ તકરારી પ્રશ્નને અહિં છેડયોછે. મનુષ્યદેહ જેવો ભેદ તો ન જ હોવાનો, કેમકે આત્માનું સ્વરૂપ હેના જેવું નથી, અને આત્મામાં નરનારી એમ જાતિ નથી; છતાં મનુષ્યદેહમાં હતા તે વખત નર હતા કે નારી હતા એ મરણ પછી જાણી સકાય હેવું કાંઇ પણ સાધન હોવું જ જોઇયે, અને તે સાધનને યોગે જ 'કો નર, કોઇ નારી' એમ કહી શ્રદ્ધા તથા તર્કથી નીપજાવેલો આ મત અહિં સૂચવેલોછે.

શ્લો. પર. પૂર્વાર્ધ.—'ઠારનારા'—એ 'સંદેશ'નું વિશેષણ છે.

શ્લો ૫૩. ચરણ ૧. વીથી=શેરી, અર્થાત, પદવી વર્ગ.

શ્લો. ૫૪. ઉત્તરાર્ધ, પરજીવનમાં જીવાત્માઓ એકબીજાને પૂર્વના સંબન્ધે ઓળખી સકવાના કે નહિં,–અર્થાત્, આપણે આપણાં સગાંવ્હાલાં વગેરેને પરકાળમાં મળીશું તો ખરાં પણ ઓળખીશું કે નહિં ? આ પ્રશ્નનો ઉત્તર—શ્રદ્ધા અને કવિત્વદૃષ્ટિના બળે રચેલો ઉત્તર આ શ્લોકાર્ધમાં આપ્યોછે. પરકાળમાં એટલું ઓળખવાની પણ શક્તિ ન હોય એ વાત પરમ દયાળુ ઈશ્વરે મનુષ્યના હિત ઉપર લક્ષ રાખી કરેલી યોજના પ્રમાણે નિર્મેલી આત્માની ઉત્તરોત્તર થતી વૃદ્ધિ (જ્ઞાન, ભક્તિ, વગેરેમાં થતી વૃધ્ધિ)ની વિરુધ્ધ જણાયછે; પૂર્વસ્થિતિનું, પૂર્વસંબન્ધનું, સર્વ જ્ઞાન મરણ થતાં વાંત લુપ્ત થઇ જાય, અને જીવન અને પરજીવન વચ્ચે મહાન્ વિચ્છેદક ગર્ત પડે, એ તર્ક જ અસંભવિત છે, તેમ જ આત્માની જ્ઞાનમર્યાદાને આ જીવનના કરતાં પણ વિશેષ સંકુચિત બનાવનાર છે. આ જીવન અને પરજીવનને એકધારી રીતે સાંધનાર અંકોડો જ, હેવી ખોટી કલ્પનાથી તૂટી જાયછે.

આ મત તથા ઉપર શ્લો. ૫૦ ના ચરણ ૪ માં સૂચવેલો મત પરજીવન વિશેના આપણા જ્ઞાનની મર્યાદાની બ્હાર નથી. પરજીવન

કે'વું હશે તે આપણે વિશિષ્ટરૂપે હાલ જાણી સકતા નથી; પણ સામાન્યરૂપે જાણી સકાયછે. એ સામાન્યતાની મર્યાદામાં જ ઉપરના મત આવેલાછે; વિશિષ્ટસ્વરૂપની મર્યાદામાં નથી.

ચરણ ૩ પ્રિયપૂજ્ય=પ્રેમ અને ભક્તિ બંને ભાવના સાથેલાગાં વિષય થનારાં; જેમકે માતા, પિતા, ગુરુ, વગેરે 'પ્રિયજનો' (પત્ની બન્ધુ, મિત્ર વગેરે) ચોથા ચરણમાં કહ્યાંછે ત્હેનાથી ભેદ બતાવવા 'પ્રિયપૂજ્ય' એ સંયુક્ત વિશેષણ આપ્યું.

પૃ. ૯૮. શ્લો. ૫૬ ચરણ ૩ ધારીધારીને; અર્થાત્-ધારતો.

શ્લો. ૫૮. ચરણ ૩. આ અભેદ દ્વૈતમત નહિં, પણ દ્વૈતમત જોડે અવિરોધી હેવો કવિત્વમય ભક્તિમત ઇષ્ટ હેવો છે.

ચરણ ૪-સાંખ્યમતે પ્રકૃતિ અને પુરુષ કહેલાં છે તે અહિં સ્વીકાર્યાં છે ખરાં. પણ બીજા મત સ્વીકાર્યા નથી. બીજા મતોની ચર્ચાનું પ્રયોજન પણ અહિં નથી, ને જ્ઞાનનો દમ્ભ પણ નથી કરવો. પ્રકૃતિ પુરુષથી ભિન્ન છે, પણ પુરુષ જેવી અનાદિ અનન્ત નથી તેમ જ પ્રકૃતિ પુરુષ જોડે કોઇ કાળે કોઇ પ્રકારે અભેદ પામશે તેમ પણ નથી. એ બે વચ્ચે અભેદ હોય તો આ ક્ષણે કવિત્વદૃષ્ટિથી પુરુષનું સર્વવ્યાપી પ્રાધાન્ય થઇ મહાજ્યોતિમાં પ્રકૃતિ ડૂબી વર્ણવી છે તે જ રીતે, બીજી રીતે નહિં. આમ હેતુ છે.

**વાટ્યજોતી—પૃ. ૯૮.**

મુંબાઇમાં એક ગૃહસ્થના ઘરમાં રાજા રવિર્માનું ચીતરેલું કૃષ્ણની વાટય જોતી રાધાનું ચિત્ર જોઇ ને મૂળ પ્રેરણા થઇ આ કાવ્ય રચાયુંછે. હેમાનું વર્ણનવિષય ચિત્ર તો કારવાર પાસેના એક કિનારાના દેખાવ ઉપરથી આલેખ્યુંછે.

શ્લો. ૧. ચરણ ૩. વનરાજિ=વનની રાજિ (=હાસ્ય).

પૃ. ૯૯. શ્લો. ૩. ચરણ ૩. પીતાં—=પીનારાં 'શૈલોતરુ' નું વિશેષણ છે.

શ્લો. ચરણ ૩. વિચારે=વિચારમાં.

શ્લો ૫. ઊંડું ધ્યાન ધરી પડિયો (પડેલો), અને અનન્તતાના ગભીર ધ્વનિ ઉદ્‌બોધતો અસીમ સિન્ધુ તટશૈલતળે ધોળા તરઙ્ગ નચાવે (છે), અને ભાવે ( ભાવથી ) વાળુતટે ઊંડું ગાન ગાય (છે).–આમ અન્વય છે.

'ધ્યાન' અને 'અનન્તતાના' એ બેનો યમક કઢંગો પ્રથમ દૃષ્ટિયે લાગશે. પણ છેલ્લો સ્વર ('ધ્યાન' ના નકારમાંનો અ) બોલવામાં ( ગાવામાં લંબાવાનો જ અને તેથી 'આ' એ ઉચ્ચારને લગભગ *મળતો થવાનો, તે વિચારતાં (અને શ્લોક બોલી જોતાં ) આ લીધેલું સ્વાતન્ત્ર્ય નિર્દોષ જણાશે એમ આશા છે.

શ્લો. ૬. ચરણ ૨. અદૃશ્ય–એ 'બાલા'નું વિશેષણ નથી. 'નિરીખતી' નું કર્મ છે. જોવાનું કશુંક છે પણ નથી જણાતું હેવું કશુંક જુવેછે ( જોવાનો પ્રયત્ન કરેછે )—એમ અર્થ (મતલબ કે મળવા આવનાર પ્રિયને જોવાનું કરે છે. )

રસાલા—આ શબ્દની શુદ્ધિ અશુદ્ધિ માટે પાછળ 'કારાગૃહમાંની વિધવા' શ્લો. ૯. ચરણ ૪ ઉપરની ટીકા જુવો.

**સુકાવેરાનમાં કોયલ પૃ–૧૦૧.**

મનુષ્યહૃદયમાં કોઇક વખત હેવી એકાએક શુષ્કતા પસરી જાયછે કે જે સૌન્દર્યના અનુભવથી અનેક વેળ આનન્દના પ્રતિધ્વનિ થતા હતા, અને હમેશ થવા જોઇયે, તે સૌન્દર્યની અસર એ હૃદય ઉપર થતી જ નથી. હૃદય જાણે નિરસ જ બની જાય છે. આ એ સૌન્દર્યમાંની કોઇ ખામીને લીધે નહિં જ. પણ કવિત્વને પ્રતિકૂલ હેવી અનેક જીવનજંજાળને લીધે મનુષ્યહૃદયમાં જ ક્ષણિક જડતા આવી જાયછે.

* સંસ્કૃત વ્યાકરણમાં વિવૃત અકારનો ઉચ્ચાર છે હ્‌વો ઉચ્ચાર અહિં થશે.

હાવા એક પ્રસંગે એક સૂકા મેદાનમાં એક લીલોતરીવાળી ન્હાની ઝાડીમાંથી કોયલનો ટહુકો સાંભળીને થયેલા ભાવ આ કાવ્યમાં પ્રગટ થયાછે.

પૃ. ૧૦૨. શ્લો. ૫ સંતૃપ્તિ=ધરાઇ જવાની સ્થિતિ; satiety.

પૃ. ૧૦૨. શ્લો. ૭. [એ—મ્હારું હૃદય. તુજશો=ત્હારા જેવો.]

**અજશિશુ. પૃ. ૧૦૨.**

પૃ. ૧૦૩. શ્લો. ૮ ઉત્તરાર્ધ.—નદીમાં બકરી અને ધાવતું બચ્ચું એ એનાં પ્રતિબિમ્બ પડેલાં.

**ગભીરી રજની**—પૃ. ૧૦૪.

શ્લો. ૨. એ ભેદ એકદમ સમઝી સકાય હેવા નથી; માત્ર હૃદયની અન્તર્વૃત્તિમાં જ હેનો અનુભવ થાયછે.

શ્લો ૬. આશા નિરાશા સર્વ ભાવનો તદ્દન લોપ થયો હોય તો પૂર્ણ અન્ધકાર ગણાય. પણ નિરાશાનો ભાવ હોય તો એ નિરાશાના ઊંડા મૂળમાં એક જાતની આશાનો ઝળકાટ રહેલો જ હોયછે, તેથી કરીને નિરાશાના ઝાંખા તારા ચમકે એમ કહ્યુંછે. તરતની નિરાશાની સાથે જ—આ જીવનમાં સાફલ્યની નિરાશાની સાથે જ—ગુપ્ત રીતે જોડાયલી પરજીવનની (અથવા વખતે આ જીવનમાં કાક અજ્ઞાત રીતે ભાવિકાળમાં થવાના સાફલ્યની) આશા રહેલીછે.

'કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે' એ મરહુમ મ. ન. દ્વિવેદીની ઉત્તમ અને ઠેર ઠેર પરિચિત થયેલી પંકિત સરખાવો.

શ્લો. ૭. અહિં ખરેખરી રાત્ય અને ખરેખરા તારા ઉદ્દિષ્ટ છે. હૃદયનો અન્ધકાર અને માંહિં નિરાશાના તારા હેનું અને તારાયુક્ત રજનીનો અન્ધકાર હેનું સરખાપણું સુચવ્યુંછે.

પૃ. ૧૦૫. શ્લો. ૯. ચરણ ૨ આ હૃદયમાંની વ્યથાની ખાણ્યો.—એમ અન્વય છે.

**ઊંડી રજની**—પૃ. ૧૦૭.

અન્યોન્યવિલોપક યુદ્ધ એ બેમાં સામ્ય અહિં સુચવાયુંછે. તે પ્રમાણે જ નીચેના (૧૪-૧૫) શ્લોકમાં પણ લાગુ પાડવું.

શ્લો. ૧૪ ઉત્તરાર્ધ.—'યુવતિને' અને 'બાળા' એ બે જુદાં જુદાં જણ નથી, પણ એક જ.

શ્લો. ૧૫ શ્યામ આશ—નિરાશા અને ભયથી મિશ્ર આશા માટે શ્યામ આશા.

શ્લો. ૧૮. Paradise Lostમાં એક સ્થળે એક એંજલને સૂર્યના કિરણ ઉપર ચઢીને પૃથ્વી ઉપર ઉતરતો અને પાછો જતો વર્ણવ્યોછે તે પ્રકારની આ કલ્પના કાંઇક છે.

જળધોધ—પૃ. ૧૩૧.

શ્લો. ૩ ચરણ ૩. અનુભવ જાત્યના જ એમ નહિં: કાંઇક જાત્યના અને કાંઇક પારકાંના, પણ જોઇને જાણેલા. જળધોધને વિશે તો જાત્યના અનુભવ નહિં જ.

શ્લો. ૩ ચરણ ૩ અનુતાપજ=અનુતાપ (પસ્તાવા)થી જન્મેલાં, ઊપજેલાં.

પૃ. ૧૩૨ શ્લો. ૬ ચરણ ૪. માનવીનું હૃદય આંસુ ઢાળે.

શ્લો. ૮ ઉત્તરાર્ધ. શ્લો. ૯ પૂર્વાર્ધ: સમાન સ્વરના તન્તુમાંથી એકને છેડતાં બીજો તન્તુ કમ્પેછે એ વિશે પાછળ '**કવિહૃદય**'ના શ્લો. ૧૨-૧૩ ઉપરની ટીકા જુવો.

આ સંગ્રહનું નામ "હૃદયવીણા" પાડવાના ઘણા વખત પ્હેલાં, તે નામનો વિચાર થતા પણ પ્હેલાં, આ કાવ્ય રચ્યુંહતું.

આ શ્લો. ૮માના પૂર્વાર્ધમાં હૃદયકેરી વીણા એ કલ્પનામાં આ નામકરણનું બીજ હશે.

**સિન્ધુઘોષને સંબોધન**—પૃ. ૧૩૩

શ્લો ૧ અહિં દર્શાવેલી કલ્પના Keats ની નીચે લખેલી પંક્તિઓનું અલ્પશક્તિ અનુસરણ કરેછેઃ—

The voice mysterious, which whoso hears.
Must think on what will be and what has been.

નિઃસંશય કીટ્સની આ પઙ્ક્તિયોનું ગમ્ભીર માધુર્ય અને ધ્વનન-શક્તિ તો અનુપમ જ છે. હેની છાયા પણ નથી આણી સકાઈ.

પૃ. ૧૩૪. શ્લો. ૧૦. અણુમાન=અણુપ્રમાણ; એક અણુ (રજકણ) જેટલો. (બહુવ્રીહિ સમાસ.) માન=માપ.

શ્લો. ૧૧. પૂર્વાર્ધ. (હૃદય) મારે ઊંચી ઊંચી ફાળ—અર્થાત્, અપ્રાપ્ય શક્તિ મેળવવાની આશા રાખેછે.

**તિમિરનું ગાન.—પૃ. ૧૩૪.**

અંધારી રાત્રિયે હૃદયમાં ઉત્પન્ન થતા ગમ્ભીર ભાવ તે અન્ધકારના ગાનના ધ્વનિ કલ્પ્યાછે.

શ્લો. ૧. જ્યહાં (જે રજનિકુહરમાં) તારાગણથી મુદ્રિત થયેલું (છપાયલું) વિશાળ તિમિર ઊંડું, અલૌકિક, અને અતિગૂઢ ગાન ગાઇને (તે ગાન) મ્હને સુણાવેછે; (તે) હું ધ્યાન ધારીને સાંભળું છું. આમ અન્વય થઇને અર્થ થાયછે.

શ્લો. ૩. ચરણ ૨. હૃદયે જનારા=હૃદયમાં ઊંડા પેસતા; હૃદયમાં ઊંડી અસર કરનારા. 'ધ્વનિ' નું વિશેષણ છે. પ્રતિબિમ્બતારાના નૃત્યની સાથે તાલ આપવાને તથા તે જોડે અનુકૂલ ગીત ભેળવી સંગીત (ગીત, વાદ્ય, અને નૃત્ય એ ત્રણનો યોગ્ય સમાગમ તે સંગીત) ઉત્પન્ન કરવાને સિન્ધુ ગાન ગજવેછે. (વાદ્ય અને ગીત અહિં એનું એ જ છે.)

ચરણ ૪. ઉપરના ('સિન્ધુઘોષને સંબોધન' એ) કાવ્યમાંના ૧—લા શ્લોક ઉપરની ટીકા અહિં લાગૂ પડેછે.

પૃ. ૧૩૫. શ્લો ૬. ચરણ ૨. નિદાન=મૂળ; કારણ.

પૃ. ૧૩૬. શ્લો. ૮. ચરણ ૩. જાગતાં—આલસ્યમાં સપડાતાં સપડાતાં એકદમ ચેતીને સમઝી જતાં જે જ્ઞાન ખરું આવે તે જ જાગવું.

શ્લો. ૧૦. ચરણ ૪. જે ધ્વનિ આમ (નીચે પ્રમાણે) શબ્દમાં શરીર ધરે, અર્થાત્ શબ્દનું રૂપ ધારણ કરે. મતલબ કે નીચેના શબ્દોમાં એ વાણી સંભળાય, સંભળાયછે.

શ્લો. ૧૧. ચરણ ૧—૩.

આ કલ્પના, જરા રૂપાન્તર પામીને પણ, નીચેના એક જૂના શ્લોકના ભાષાન્તરમાંની કલ્પનાથી પ્રેરાઇછે (અને આ કાવ્ય—'તિમિરનું ગાન'—તે પણ પછીથી ભાવપરંપરા ઉત્પન્ન થઇને રચાયુંછે.):—

"પરમાત્માની ઇચ્છાશકિત સૃષ્ટિલયને સમયે થોડીવારમાં બનાવેલા ને થોડીવારમાં સંહાર કરેલા, જાણે મણિના દડા હોય નહિં, હેવા નવા નવા બ્રહ્માણ્ડપિણ્ડની સાથે રમતાં, પોતાની મરજી પ્રમાણે વિહાર કરેછે."

(બુદ્ધિપ્રકાશ, એપ્રિલ ૧૮૯૨ માં પ્રસિદ્ધ થયેલા, "કુમારપાલના રાજ્યની વડનગરપ્રશસ્તિ" એ વિષયમાં આપેલા પ્રશસ્તિલેખના ભાષાન્તરમાં પ્રથમ શ્લોક જુવો.)

**પ્રકૃતિરહસ્ય અને માનવબાળ.** પૃ. ૧૩૭.

એક દિવસ સ્હવારમાં કારવારમાં દરિયાકિનારો છોડી જરા અંદરના ભાગમાં જતાં સમુદ્ર ન દેખાતો છતાં હેનો ગમ્ભીર ઘુઘવાટ સંભળાયા કરતો હતો અને બીજી બાજુએ ઊંચી પર્વતમાળ આકાશને પ્હોંચેલી અદ્ભુત ઊભેલી હતી, તે વખતે ઉત્પન્ન થયેલા ભાવમાં આ કાવ્યની ઉત્પત્તિ છે.

પ્રકૃતિની આગળ મનુષ્ય બાલવત્ જ છે. પ્રકૃતિનું અગમ્ય સ્વરૂપ, હેનું રહસ્ય, તત્ત્વ—મનુષ્ય પૂરું પામી સકતો જ

નથી; એ તાત્પર્ય આ કાવ્યનું છે. એ રહસ્ય ન પામી સકાય હેવું છતાં, એ અપ્રાપ્યતા બતાવવાને જ, પ્રકૃતિના સ્વરૂપનું આલેખન કર્યું છે. પ્રકૃતિના સ્વરૂપના સ્વીકારાયલા વિભાગ બે છેઃ–(૧) Sublime ઉન્નત, અને (૨.) Beautiful, સુન્દર. પણ વાસ્તવિક જોતાં ત્રણ વિભાગમાં સર્વ સ્વરૂપનો સમાવેશ થાયછેઃ–(૧) Grand, ભવ્ય. (૨) Sublime, ઉન્નત, અને (૩) Beautiful, સુન્દર. એ ત્રણ સ્વરૂપનાં પ્રતિનિધિભૂત દૃશ્યો આ કાવ્યમાં આલેખ્યાંછે; ભવ્ય માટે સિન્ધુ, ઉન્નત માટે ગિરિરાજ, અને સુન્દરમાટે ગિરિકોકિલ. ભવ્યના દર્શનથી હૃદયમાં ગમ્ભીર, ભયાનક નહિ પણ ભયાનકના સમસ્વરૂપ આદરયુક્ત, ભાવ ઉત્પન્ન થાયછે. સુન્દરના દર્શનથી આનન્દ વગેરે પ્રફુલ્લ ભાવ વિકસેછે. ઉન્નતના દર્શનનું પરિણામ ભવ્ય અને સુન્દર એ બંનેના પરિણામમાંથી કાંઇક કાંઇક અંશ લઇને ત્રીજા પ્રકારનું જ બનેછે. ઉન્નતના સ્વરૂપમાં કાંઇક અંશ ભવ્યનો અને કાંઈક અંશ સુન્દરનો એમ મિશ્ર થાયછે; સુન્દરના અંશથી ભવ્યની ઉત્કટતાને કોમળ સ્વરૂપ મળેછે, અને ભવ્યના અંશને લીધે સુન્દરના લલિત અને મૃદુ ભાગને ગમ્ભીર છાયા મળેછે. આમ બંનેના અંશ મિશ્ર થાયછે, છતાં પોતાની સ્વતન્ત્ર અસર અને શક્તિને લીધે ઉન્નત એ ત્રીજું ભિન્ન જ તત્ત્વ સ્વીકારવું યોગ્ય છે.

શ્લો. ૩ સિન્ધુનાદનું સ્વરૂપ ન સમઝાતાં છતાં હાલના જેવા હૃદય ઉપરની અસર (માત્ર છાયારૂપે રહેલી) તે વર્ણન કરવા જતાં ન પકડાઇ સકાય હેવી હોવાથી જાણે સ્વપ્નના જ સંસ્કાર હોય હેવી ભાવની સ્થિતિ હોવાને લીધે સ્વપ્નસંસ્કાર કહ્યાછે. એ સંસ્કાર આડાઅવળા ગૂંથીને વર્ણન ઉત્પન્ન કરીને રમું (આનંદ પામુંછું). હૃદયમાં ઉત્પન્ન થયેલા ઊર્મિ–તરઙ્ગ–(ભાવરૂપી તરઙ્ગ)ના બિન્દુ (જળકણ) એમ ઉછાળુંછું,–અર્થાત્ એ વર્ણનદ્વારા હૃદયભાવના કાંઇક અંશ ઉભરાવુંછું.

પૃ. ૧૩૮ શ્લો. ૬ ચરણ ૪ આ સિન્ધુ તે ભૌતિક સિન્ધુ નહિં પણ અનન્તત્વનો સિન્ધુ.

શ્લો. ૭. ભવ્યનું સ્વરૂપ ઉપર પૂરું થયું. હવે એકદમ સુન્દરનું સ્વરૂપ આલેખતાં ગિરિકોકિલને કરેલા સંબોધનરૂપે જ સર્વ ચિત્ર આપ્યુંછે.

ગરબીનો આરમ્ભ બંધારણમાં જરાક ફેરવીને કર્યોછે. આ ચાલની ગરબીના આરમ્ભની પઙ્‌ક્તિના પાછલા અર્ધ જેટલા કકડાથી આરમ્ભ અહિં છે.

ગિરિકોકિલ—આ પક્ષી ગુજરાત વગેરેમાં થતું જ નથી. કાનડા જિલ્લામાં પ્રથમ જ મ્હેં હેનો અપૂર્વ સ્વર સાંભળ્યો. ખાનદેશ અને મધ્ય હિંદુસ્તાન તરફ જંગલોમાં એ પક્ષી જણાયછે એમ સાંભળ્યું છે. Cuckoo ના વર્ગનું જ છે. અને હેનું સ્વતન્ત્ર નામ જડે એમ નથી, તેથી ગિરિકોકિલ એ નામ આપી સંતોષ માન્યોછે. હેનો સ્વર અત્યન્ત મધુર અને ભાવપૂર્ણ હોયછે. **टिक्कू टिक्कू** આમ દરેક વખત ચાર સ્વર થાયછે. હેના સુર **म—स, म—स** (**म** ઉપર ભાર, પણ બંને સુરની માત્રા સરખી જ, અકેકે.) એમ કાંઇક છે. આ પક્ષી કાનડામાં ચોમાસાના આરમ્ભની પૂર્વે (એપ્રિલ—મે મહિનામાં) ગાન શરૂ કરેછે. તે ઉપરથી અને હેના સ્વર ઉપરથી, એ જિલ્લામાં ખેડુત લોકો એમ માને છે કે એ પક્ષી કહે છે— "**संका कट्टू**". એટલે "પૂલ બાંધ્ય." કેમકે વરસાદના દહાડા પાસે આવ્યાછે. (કાનડામાં ખેતરો વગેરેમાં પર્વત જંગલ વગેરેમાંની ખાઇઓ ઓળંગવા માટે ઝાડનાં થડિયાં આડાં નાંખી પૂલ જેવું કરેછે હેને **संक** (**संका**) કહેછે.)

શ્લો. ૮ માં ચાંદનીની અને શ્લો. ૯ માં માધવીના સુગન્ધની ઉપમા ગિરિકોકિલના ગાનને આપીછે. ગિરિકોકિલનું શરીર ના જણાય પણ ગાન સંભળાય માટે મેઘશિખર પાછળ સંતાયલી એમ

નથી; એ તાત્પર્ય આ કાવ્યનું છે. એ રહસ્ય ન પામી સકાય હેવુ છતાં, એ અપ્રાપ્યતા બતાવવાને જ, પ્રકૃતિના સ્વરૂપનું આલેખન કર્યું છે. પ્રકૃતિના સ્વરૂપના સ્વીકારાયલા વિભાગ બે છે:-(૧) Sublime ઉન્નત, અને (૨.) Beautiful, સુન્દર. પણ વાસ્તવિક જોતાં ત્રણ વિભાગમાં સર્વ સ્વરૂપનો સમાવેશ થાયછે:-(૧) Grand, ભવ્ય. (૨) Sublime, ઉન્નત, અને (૩) Beautiful, સુન્દર. એ ત્રણ સ્વરૂપનાં પ્રતિનિધિભૂત દશ્યો આ કાવ્યમાં આલેખ્યાંછે; ભવ્ય માટે સિન્ધુ, ઉન્નત માટે ગિરિરાજ, અને સુન્દરમાટે ગિરિકોકિલ. ભવ્યના દર્શનથી હૃદયમાં ગમ્ભીર, ભયાનક નહિ પણ ભયાનકના સમસ્વરૂપ આદરયુક્ત, ભાવ ઉત્પન્ન થાયછે. સુન્દરના દર્શનથી આનન્દ વગેરે પ્રફુલ્લ ભાવ વિકસેછે: ઉન્નતના દર્શનનું પરિણામ ભવ્ય અને સુન્દર એ બંનેના પરિણામમાંથી કાંઇક કાંઇક અંશ લઇને ત્રીજા પ્રકારનું જ બનેછે. ઉન્નતના સ્વરૂપમાં કાંઇક અંશ ભવ્યનો અને કાંઈક અંશ સુન્દરનો એમ મિશ્ર થાયછે; સુન્દરના અંશથી ભવ્યની ઉત્કટતાને કોમળ સ્વરૂપ મળેછે, અને ભવ્યના અંશને લીધે સુન્દરના લલિત અને મૃદુ ભાગને ગમ્ભીર છાયા મળેછે. આમ બંનેના અંશ મિશ્ર થાયછે, છતાં પોતાની સ્વતન્ત્ર અસર અને શક્તિને લીધે ઉન્નત એ ત્રીજું ભિન્ન જ તત્ત્વ સ્વીકારવું યોગ્ય છે.

શ્લો. ૩ સિન્ધુનાદનું સ્વરૂપ ન સમઝાતાં છતાં હેનાથી થયેલ હૃદય ઉપરની અસર (માત્ર છાયારૂપે રહેલી) તે વર્ણન કરવા જત ન પકડાઇ સકાય હેવી હોવાથી જાણે સ્વપ્નના જ સંસ્કાર હોય હેવી ભાવની સ્થિતિ હોવાને લીધે સ્વપ્નસંસ્કાર કહ્યાછે એ સંસ્કાર આડાઅવળા ગૂંથીને વર્ણન ઉત્પન્ન કરીને રસું (આનં પામુંછું). હૃદયમાં ઉત્પન્ન થયેલા ઊર્મિ-તરઙ્ગ-(ભાવરૂપી તરઙ્ગ)ન બિન્દુ (જળકણ) એમ ઉછાળુંછું,-અર્થાત્ એ વર્ણનદ્વારા હૃદયભાવન કાંઇક અંશ ઉભરાવુંછું.

સુર તે શ્રવણેન્દ્રિયથી અનુભવાય છતાં તેજોમય તારાગણના રૂપમાં પ્રત્યક્ષ જોવાય હેવી મૂર્તિ ધારતા કલ્પ્યાછે.

આમ પ્રત્યક્ષ રૂપ ધારણ કર્યાં છતાં પણ એ ગાન હું અલ્પ શક્તિને લીધે વાંચી સકતો નથી.

તો પછી—

શ્લો. ૨૨, આમ નજર આગળ તરતું તારાગણમૂર્તિમાં ઊભેલું ગાન પણ ના વાંચી સકાય, તો ગિરિરાજ, કોકિલ (ગિરિકોકિલ), અને સિન્ધુ એ ત્રણ પ્રકૃતિના ઉપર કહેલાં ત્રિવિધ સ્વરૂપને કહુંછું કે ત્હમારાં ગૂઢ રહસ્ય હું શી રીતે જાણી સકું ? પ્રકૃતિ આગળ આ રીતે માનવ પોતાનું બાલત્વ સ્વીકારેછે; પરંતુ એ પ્રકૃતિસ્વરૂપો હૃદયભાવ ઉપર ગમ્ભીર, મૃદુ, અને ઉન્નત અસર કરેછે તે કારણથી ઉપકારવૃત્તિ દર્શાવેછે.

ગિરિરાજને ઉદ્દેશીને બોલાયલા આ કાવ્યને અન્તે પૂર્વનાં બે કાવ્યોનાં સંબોધ્ય—સિન્ધુ અને ગિરિકોકિલ—નો પણ સંગ્રહ કરી સમાપ્તિ કરીછે. તેથી આ બધાં કાવ્યો એક મુખ્ય કલ્પનાનાં અઙ્ગ છે એમ દર્શાવવાનો હેતુ છે.

**અવસાન—પૃ. ૧૪૧.**

શ્લો. ૧. કવિત્વના પ્રેરક ગૂઢ તત્ત્વને કોકિલ કલ્પેલોછે.

પૃ. ૧૪૧ ચરણ ૧ મનનાં=મ્હારા પોતાના મનનાં. અહિં objective (પરલક્ષી) તેમ જ subjective (આત્મલક્ષી) કવિતાનો નિર્દેશ છે. મનુજજીવનનાં રહસ્ય ઝળકાવતું કોકિલગાન તે પરલક્ષી કવિતાનું બીજ. અને મનનાં રહસ્ય ઝળકાવતું તે આત્મલક્ષી કવિતાનું બીજ. (રા. નવલરામે objectiveને સર્વાનુભવરસિક અને subjective ને સ્વાનુભવરસિક એમ નામ આપ્યાંછે. આ શબ્દયોજના વિશે બીજી આવૃત્તિની—આ હૃદયવીણાની—પ્રસ્તાવનામાં સવિસ્તર ચર્ચા કરીછે.)

ચંદાને વિશેષણ આપ્યુંછે. ચાંદની તેમ જ ગાન બંને સૌન્દર્યનાં અને માધુર્યનાં સ્વરૂપ છે તેથી બેમાં સામ્ય દેખાયુંછે; અને બંનેનાં નિદાન (ચાંદનીનું નિદાન ચંદ્ર અને ગાનનું ગિરિકોકિલ) ગુપ્ત રહેલાં છે.

આ બે શ્લોકમાં ખાસ અને પછીનામાં કોઇ કોઇ સ્થળે અંગ્રેજી કવિ શેલીના Sky-lark નામના કાવ્યની શૈલીની છાયા કેટલેક અંશે આવીછે; એ અનુપમ કાવ્યના સૌન્દર્યની વાત તો જુદી જ છે. આ સ્વીકાર તો માત્ર અનુકરણનો આરોપ વારવા માટે કર્યોછે.

શ્લો. ૧૦. પક્ષી ઊંચે (અદૃશ્ય) કુંડાળે ભમે તેથી ગાનને કુંડાળે ભમતું કહ્યુંછે.

પૃ. ૧૩૯. શ્લો. ૧૨. કોયલનો સ્વર પ્રફુલ્લ અને આનન્દમય હોયછે તેથી ભિન્ન આ ગિરિકોકિલનું ગાન કાંઇક વિલક્ષણ કરુણ-સ્વર હોયછે. તેથી આ કલ્પના કરીછે.

પૃ. ૧૪૦. શ્લો. ૧૮. વગેરે, હવે સુન્દરનું સંબોધન પૂરું થઇ ઉન્નતની મૂર્તિ પર્વતને સંબોધન શરૂ થાયછે.

શ્લો. ૧૮, ૧૯. મેઘમાળા તે પર્વતની પ્રિયા અને ધુમસની હાર્‌ય તે પુત્રી એમ રૂપક વ્યઙ્ગ્ય છે.

શ્લો. ૨૦. સિન્ધુનો (ખરેખરા દરિયાનો) સનાતન (નિરન્તર પ્રાચીન કાળથી ચતો આવેલો અને ચિરકાળ ચશે હેવો) નાદ. તે નાદ સાંભળી સાંભળીને પર્વત પોતે કાંઇ હૃદયમાં મનન કરીને ગાન રચેછે તે ગુપ્ત રીતે આકાશમાં એ લખેછે એમ કલ્પના છે.

પૃ. ૧૪૧ શ્લો. ૨૧. રાત્રિ પડતાં તારા પ્રકાશી નીકળે તે ઉપર હેવી કલ્પના રચીછે કે આખો દહાડો જે ગૂઢ લેખ પર્વતે આકાશમાં લખેલા તે તારાગણના રૂપમાં પ્રગટ ચાયછે. એ લેખને ગાનરૂપ ગણ્યાછે. રજની તે વ્યોમપટરૂપી વાદ્ય પોતાની આંગળીઓથી વગાડતાં એ ગાન ઉત્પન્ન થઇ તારાગણના રૂપમાં પ્રગટ થતું કલ્પ્યુંછે. ગાનના

સુર તે શ્રવણેન્દ્રિયથી અનુભવાય છતાં તેજોમય તારાગણના રૂપમાં પ્રત્યક્ષ જોવાય હેવી મૂર્તિ ધારતા કલ્પ્યાછે.

આમ પ્રત્યક્ષ રૂપ ધારણ કર્યાં છતાં પણ એ ગાન હું અલ્પ શકિતને લીધે વાંચી સકતો નથી.

તો પછી—

શ્લો. ૨૨, આમ નજર આગળ તરતું તારાગણમૂર્તિમાં ઊભેલું ગાન પણ ના વાંચી સકાય, તો ગિરિરાજ, કોકિલ (ગિરિકોકિલ), અને સિન્ધુ એ ત્રણ પ્રકૃતિના ઉપર કહેલાં ત્રિવિધ સ્વરૂપને કહુંછું કે ત્હમારાં ગૂઢ રહસ્ય હું શી રીતે જાણી સકું ? પ્રકૃતિ આગળ આ રીતે માનવ પોતાનું બાલત્વ સ્વીકારેછે; પરંતુ એ પ્રકૃતિસ્વરૂપો હૃદયભાવ ઉપર ગમ્ભીર, મૃદુ, અને ઉન્નત અસર કરેછે તે કારણથી ઉપકારવૃત્તિ દર્શાવેછે.

ગિરિરાજને ઉદ્દેશીને બોલાયલા આ કાવ્યને અન્તે પૂર્વનાં બે કાવ્યોનાં સંબોધ્ય—સિન્ધુ અને ગિરિકોકિલ—નો પણ સંગ્રહ કરી સમાપ્તિ કરીછે. તેથી આ બધાં કાવ્યો એક મુખ્ય કલ્પનાનાં અઙ્ગ છે એમ દર્શાવવાનો હેતુ છે.

**અવસાન—પૃ. ૧૪૧.**

શ્લો. ૧. કવિત્વના પ્રેરક ગૂઢ તત્ત્વને કોકિલ કલ્પેલોછે.

પૃ. ૧૪૧ ચરણ ૧ મનનાં=મ્હારા પોતાના મનનાં. અહિં objective (પરલક્ષી) તેમ જ subjective (આત્મલક્ષી) કવિતાનો નિર્દેશ છે. મનુજજીવનનાં રહસ્ય ઝળકાવતું કોકિલગાન તે પરલક્ષી કવિતાનું બીજ. અને મનનાં રહસ્ય ઝળકાવતું તે આત્મલક્ષી કવિતાનું બીજ. (રા. નવલરામે objectiveને સર્વાનુભવરસિક અને subjective ને સ્વાનુભવરસિક એમ નામ આપ્યાંછે. આ શબ્દયોજના વિશે બીજી આવૃત્તિની—આ હૃદયવીણાની—પ્રસ્તાવનામાં સવિસ્તર ચર્ચા કરીછે.)